લખનાર,

એક અભ્યાસક.



પ્રકાશક,

ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ.

યોજક, રાજપત્રિકા અને વાર્તાવારિધિ.

# ખંભાતનો ખૂની.

લખનાર,

એક અભ્યાસક.

પ્રકાશક,

ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ,

પ્રયોજક, વાર્તાવારિધિ અને રાજપત્રિકા.

અમદાવાદ.

શ્રી "મુદ્રણકળામંદિર" લિમિટેડ—ખાડિઆ.

સંવત. ૧૯૫૫. ઈ૦ સ૦ ૧૮૯૯.

# પ્રાસ્તાવિક સૂચન.

મ્હારામાં ન્હાનપણમાં એક મ્હોટો દોષ હતો, અને તે એ હતો કે, મ્હને વાતો સાંભળવી ઘણીજ ગમતી. ભાટ, ચારણ અને ભવૈયા તથા ગામડિયા ખેડૂતો અને અફીણની ઝુમમાં ડોલતા વૃદ્ધ પટેલિયાઓનો સહવાસ શહેરોમાં રહેનાર માણસોને ઘણો જવલ્લે થાય છે. ગામડાની એક ખુબી એ છે કે, કુદરતની સ્વાભાવિક નિર્મળતા ત્યાં વધારે જોવામાં આવે છે; ઝાડબીડ, ખેતરો, ડુંગરા, ન્હાનાં મ્હોટાં જંગલો, અને વિવિધ પ્રકારનાં વન્ય પશુ પક્ષિઓનો મેળાપ ત્યાં વધારે થાય છે; એટલુંજ નહિ પરંતુ સરળ હૃદયોવાળાં મનુષ્યો પણ ત્યાંજ વધારે જોવામાં આવે છે. એટલું કબુલ કરવું પડશે કે બુદ્ધિશાળી અને વિદ્વાન સાક્ષર પંડિતો અથવા કવિ લેખકો ત્યાં મળી આવતા નથી; પરંતુ કવિતાને જન્મ આપતી નૈસર્ગિક બાલકતાવાળી કુદરતજ ત્યાં કાવ્યમય છે. કવિના કોમળ સ્વરની ત્યાં કુદરતી કવિકોકિલજ ગાનસુધા રેલાવે છે. અને ગામડામાં પણ શહેરની પેઠેજ એક ઓર પ્રકારની મહત્તા—સુનવીનતા રહેલી છે તેથી ગામડાંમાંજ ઉછરેલા બાલકતરીકે મ્હારા મનનું વલણ કદાચ સામળ શૈલીની જનકથાઓ—જેમના રસની ખુબીની કિમ્મત અહિં શહેરોમાં થઇ શકે તેમ છે જ નહિં, ત્હેમની તરફ થાય તો તે દોષ માફ કરવા જેવો જ જણાયા વિના રહેશે નહિ. અમારે ત્યાં એક આકુન્જી (ફારશીના શિક્ષકો આકુન્જી કહેવાતા તે) ઘણીવાર આવતા; ગરીબ છતાં ત્હેમના હૃદયભાવની ઉદારતા અને મુસલમાન છતાં મ્હારા પ્રત્યેની ત્હેમની પ્રેમાળતાનું વર્ણન અહિં કરવા વિચાર પણ નથી તેમ મ્હારાથી બની શકે એમ પણ નથી. ત્હેમની સાથેજ હમ્મેશાં હું ફરવા જતો; અને પછી અમે સાથેજ ચોરામાં જતા. ગામડાંમાંના ચોરા શહેરોની ક્લબો તથા લાયબ્રેરીઓનું કામ સારે છે. એટલું તો ખરૂં કે આપણા ‘અતિસુઘડ’ યુવકોને ત્યાં બેસવું કદાચ પસંદ ન પડે; પણ ત્હેવી ‘અતિસુઘડતા’ નું હજી મ્હને દર્શન પણ થયેલું ન્હોતું. હુક્કા, ચલમો અને કસુંબાની રમઝટમાં વાતોની પણ ખરેખરી ખુબી આવતી. નવા પરદેશીઓ પણ ત્યાંજ આવી નવી ખબરો આપતા; ઉપર કહેલા ભાટ ચારણો પણ પોતાનાં બુદ્ધિદ્વાર ત્યાંજ ઉઘાડતા; ભવૈયા તથા મીર લોકો ત્યાંજ કમાઇ કરતા; વૃદ્ધ પટેલિયાઓનાં

રાયે પણ ત્યાંજ ખુલ્લાં થતાં; ટુંકામાં અહિં આ લોકોના સહવાસનો પ્રયાસ એક બીજાને દુઃખી દુનિયાં જાણે ભુલાવી દેવાનોજ હોયની એમ લાગતું. મ્હારી બાલ્યાવસ્થાની સ્મૃતિઓ મ્હને ત્યાંજ પાછી ખેંચી જાય છે.

અહિં જે નાના પ્રકારની વાતોની રેલંછેલ ચાલ્યા કરતી ત્હેનું વર્ણન કરવા જગો પણ નથી તેમ અવકાશ પણ નથી; પરન્તુ એક વાત-ખંભાતના નવાબીદોરની વાત હજી સ્મરણમાંથી ખસતી નથી. કારણ એમ બન્યું કે, એક દૂરના મુસાફર-ભાટે આ ચોરામાં મુકામ કરેલો હતો. સ્હાંજે જ્યારે ટૂહેલ ટપ્પા ચાલી રહ્યા હતા તે વખતે ત્હેણે એક વાર્ત્તા શરૂ કરી તે બીજી રાતે પુરી થઇ હતી. એમાં તો કાંઇ નવાઇ જેવું ન્હોતું; કારણ અમારે ત્યાં સાત સાત આઠ આઠ દિવસ સુધી પણ વખતે વાતો ચાલ્યેજતી. પરન્તુ ત્હેણે એમ કહ્યું કે " આ વાત એવી છે કે તે ખંભાતના ખોવાયલા ઇતિહાસમાં એક નવીન પ્રકરણ ઉમેરે એમ છે. અમદાવાદના સુલતાનોના જેટલોજ દોર ખંભાતના નવાબોનો પણ એક વખત આખા હિન્દુસ્થાનમાં ચાલતો; જે વખતની વાત છે તે વખત ખંભાતની પૂરેપૂરી ચ્હડતી કળાનો હોવા છતાં,તે કોઇપણ ઇતિહાસમાં અથવા ભાટ રાજા (તેઓમાંના કેટલાક પોતાને રાજા માને છે તથા કહે છે) ના ગ્રંથમાં જોવામાં આવતો નથી. મ્હારા બાપાને એવી વાતોનો બહુજ શોખ હતો અને એમાં એમણે હજારો રુપિયા ગુમાવ્યાહતા; તે ગમે ત્હેવું જૂનું થોથારિયું જુવે કે ત્હેનું મ્હોં માગ્યું મૂલ આપી વેચાતું લઈ લેતા. ઘણાં તો નકામાં જ નીકળતાં, પણ કોકકોકમાંથી ઘણી સારી વાતો જડી આવતી. આ વાત પણ ત્હેમાંનીજ છે. એ હરિશંગ નામના ચારણે સંવત્ ૧૮૮૦ ની સાલમાં કે એટલામાં લખેલી હતી એમ જણાતું હતું; કારણ કે સાલ અડધી ફાટી ગયેલી હતી ત્યાં બીજા કોઇએ કાગળિયો ચ્હોડી અક્ષર લખેલા હતા. એ વાતનાં પાનામાં એણે કાંઇનું કાંઈ લખેલું હતું પણ હાલ તે મ્હને યાદ રહ્યું નથી. પણ તે ત્હેણે ઘણું કરીને કોઇ મુસલમાનના લખાણ ઉપરથી લીધેલી જણાતી હતી:"-આમ ત્હેણે કહ્યું તે શબ્દો તો મ્હારા છે પરન્તુ હું હાલ પણ-આટલાં બધાં વર્ષ ગયાં છતાં પણ ખાત્રીથી કહી શકુંછું કે ત્હેમનો અર્થ તો ઉપર પ્રમાણે જ હતો. એ મ્હને સાંભરેછે ત્હેનું કારણ ઇતિહાસ,પાછળીજ ગચ્યા રહેવાની ગાંડાઇ એ મ્હારો મ્હોટો બીજો દોષ હતો. અને ઇતિહાસની વાતો ઝટ ભૂલું એમ ન્હોતું. ત્હેણે વાત શરૂ કરી તે દિવસ આકુન્જીને વધાસન મળતું તે લે-

ના થોડેક દૂર એક બીજું ગામ હતું, જ્યાં તેઓ વર્ષે દહાડે એકવાર જતા, ત્યાં જવાનું થયું હતું. બીજે દિવસ તેઓ આવ્યા અને મ્હેં હેમને આગલે દિવસ બનેલી વાત કહી હેમણે પણ ફારશી અરબ્બીનો ઘણોજ સારો અભ્યાસ કરેલો હતો તેથી મુસલમાન ઇતિહાસનું નામ સાંભળી હેના ઉપર મોહ લાગ્યો. બીજે દિવસ વાત પુરી થઈ, તે બાઈને મળ્યા, પરંતુ તે વાત શિવાય બીજી કાંઇ, વધારે ઐતિહાસિક શોધને લગતી, વસ્તુ હાથ આવી નહિ.

કેટલાંક વર્ષો વીતી ગયા બાદ આકુન્જી અને હું જૂદા પડયા છતાં કોઇ કોઇવારે પત્રવ્યવહારથી પણ મળ્યા વિના રહેતા નહિ. એક દિવસ હેમનો એક કાગળ મ્હને મળ્યો, જે ઉપરથી જણાયું કે એ પણ પેલી બાઈ કહેલી વાત ભૂલી ગયા ન્હોતા; હેમણે લખ્યું હતું કે "પેલી તે દિવસ ખંભાતના નવાબ વિષેની બાઈ કહેલી વાત ખરી છે!—બનેલી છે! મ્હને હમણાંજ એક મીયાં સાહેબની પાસેથી એક કિતાબ ભેટ મળી છે, હેમાંનો અને તે દિવસની વાતનો ઘણો ખરો ભાગ મળતો આવે છે; વિશેષ હવે પછી આપણે મળીશું ત્યારે,"—વગેરે, આ વાત મ્હારા મનમાં તો રમીજ રહેલી હતી પરન્તુ એ મને સાંભરવાનું પણ મૂળ કારણ તો હું જ હતો. હું એમની સાથે આ વિષે ઘણીવાર વાતો કરતો અને ફારશી ગ્રંથકારો—ઇતિહાસ લેખકોના ગ્રંથો તપાસવાનું હેમને કહેતો. થોડાજ વખતમાં પેલા ગામડામાં પાછા અમે મળ્યા; હું રજાના દિવસોમાંજ ત્યાં જતો હોવાથી તથા ઘરમાં ઘણો ખરો વખત એકલાં બેશી રહેવાનું નહિ ગમતાથી, હેમને ત્યાંજ મ્હારો મુકામ હમ્મેશાં બપોરે થતો. આ ગ્રંથ બહુજ સુન્દર ફારશી હરફમાં લખાયલો હતો અને ઘણોજ જૂનો હોય એમ લાગતો હતો. આકુન્જીના એક મોલવી મિત્રે હેને ઓછામાં ઓછો સો વર્ષ ઉપર, અને હેમના ભત્રીજા મુનશી—એ, આશરે દોઢસોથી પુણાબસો વર્ષ સુધીમાં, લખાયલો માન્યો હતો. તે ઇતિહાસ અને કથાના મિશ્રણરૂપ હતો; અને કવિતામાં લખાયલો હતો. હવે કવિતા—પછી તે ગમે તે ભાષામાં હોય તોપણ—સાંભળવી સમજવી તથા વાંચવી, અને તે પાસે હોય તો બીજા કશામાં પણ લક્ષ ન લગાડવું, એ મ્હારામાં ત્રીજો મ્હોટો દોષ હતો; આવી રસીલી વાત અને વળી બેતોમાં એટલે તો પછી પૂછવુંજ શું?—એમાંની ઘણીખરી કવિતાઓનો મ્હેં મ્હોઢે પણ કરી નાંખી હતી આખરે રજા પુરી થઇ અને અમે જૂદા

પડ્યા; હું મ્હારા અભ્યાસ વ્યવસાયમાં પડ્યો, અને એ એમના સરસ્વતી સેવનમાં !

આમ વળી કેટલાંક વર્ષો ચાલ્યાં ગયાં. એટલામાં મેથ્યુ ગ્રેગરી લુઈ ( Mattew Gregory Lewis ) કૃત 'બ્રેવો ઓફ્ વ્હેનિસ' (Bravo of Venice ) ની નવલકથાનું પુસ્તક આકસ્મિકરીતે મ્હારા હાથમાં આવ્યું. વાંચતાં તરતજ મ્હને અમારી પેલી ભાટની વાતનું સ્મરણ થઈ આવ્યું. આકુન્જી પાસેજ હતા ત્હેમને તે વિષે કહેતાં ત્હેમણે મ્હને પેલી ફારશી વાતનો તર્જુમો કરી ત્હેના ઉપરથીજ લુઈવાળી વાત ઉત્પન્ન થયેલી છે એમ દુનિયાંને બતાવવાનું જણાવ્યું. એમાં વિશેષ ખુબી એ થયેલી હતી કે લુઈએ 'બ્રેવો ઓફ્ વ્હેનિસ' ની વાતનું જર્મન ઉપરથી ભાષાન્તર કર્યાનું લખેલું છે. એ વાત ત્હેની જીવનકથા લખનાર ખોટી માને છે, પરન્તુ તે ખરીયે હોય ! જો ફારશીમાંથી અરબ્બી ભાષામાં તર્જુમો થઈ અરબસ્તાનમાં જઈ ત્યાંથા ઇટાલી ( કારણ ઘણાં અરબ્બી પુસ્તકોના ઇટાલિયનમાં ઉતારા થયેલા છે ) માં અને ત્યાંથી જર્મનીમાં ગઈ હોય તો તે પણ સંભવિત વસ્તુઓ ખરી હોય તેટલા પ્રમાણમાં—આમ બનવું પણ કાંઈ છેકજ અસંભવિત નથી, એમ આકુન્જીના બત્રીજા મુનશી—કહેતા હતા. લુઈએ આ વાત આ ઓગણીસમી સદીની શરૂઆતમાંજ લખેલી છે; તેમ આકુન્જીની પાસેની જુની ફારશી કિતાબપણ બહુમાં બહુ બસ્સો વર્ષ કરતાં વધારે જુની કિતાબ ઉપરથી નકલ પણ હોય; કારણ વાર્તા લખનાર કવિનું નામ તથા નકલ કરનારનું નામ બંને હશે તો તે ફાટી ગયેલાં હતાં. સાલ પણ જણાતી ન્હોતી. અને જે કાંઈ સાલ વિષે નક્કી કર્યું હતું. તે હરફો તથા કાગળ જોઈનેજ કરેલું હતું. કદાચ ઇંગ્રેજી નવલ કથા લખનારના મગજમાં કોઈ અદ્ભૂત રીતે આ વાતનો ખ્યાલ ઉતરી ગયો હોય અથવા તે બંને જૂદીજ રીતે પણ બની હોય ! આવા વિચાર કરતાં મગજ પણ કામ કરતું નથી, માટે તે હાલ મુલતવી રાખવાનુંજ યોગ્ય ધારૂં છું ! મ્હારો વિચાર હવે ફારશી શીખવાનો થયો. પરન્તુ મ્હારામાં ચોથો અતિ મ્હોટો દોષ આળસ છે; નિત્યનિત્ય નવીન વિચાર થતા અને ઉડી જતા ! મહેનત કરીને ફળ લેવાની જિજ્ઞાસાઓ ઉત્પન્ન થઈ તે બિચારી સત્વર પવનની પાંખ ઉપર અદૃશ્ય થઈ જતી ! વિચારની ક્ષિતિજ—આશાની દૃષ્ટિ મર્યાદા વચ્ચેજ જતી હતી, પરન્તુ હું તો ત્યાંનો ત્યાંજ હતો ! આથી જોકે

નિત્ય નિત્ય આકુન્જી તથા મુનશી સાહેબ જ્યારે મળે ત્યારે કૂદે કૂદે કરવા તોપણ તે સર્વે નિષ્ફળજ જતું. કોઇ કોઇ વખત ઉત્સાહથી પચીસ પચાસ બેતો અને ગઝલો મ્હોંયે કરી જતો; પણ વ્યાકરણ સાથેનું મ્હારૂં વેરતો અસાધારણજ હતું ! અને તેથી હજી પણ રખડયા કરૂં છું.

આમને આમ દિવસો ચાલ્યા ગયા. હાલ આકુન્જી જે મ્હને પોતાની કેટલીક ફારસી કિતાબો ભેટ દાખલ આપવાના હતા (પરંતુ જે આળસમાં ને આળસમાં હું લેવા ગયો ન્હોતો), ત્હેમને અનન્તકાલે પોતાના સ્વરૂપમાં સ્વીકારી લીધા ! છેલ્લો જ્યારે હું ત્હેમને મળ્યો હતો ત્યારે ત્હેમણે તે તથા બીજી ત્રણ ચાર ઇતિહાસની કિતાબો મ્હારે સારૂ કહાડી મુકી હતી. આળસમાં લઇ આવવાનું રહી ગયું; અને પછીથી અમે દૈવ દુર્નિયોગથી એક બીજાને મળીજ શક્યા નહિ. તે ગ્રંથો મ્હને આપવાને ત્હેમણે મુનશીને સોંપ્યા હતા, જેમનું મકાન થોડા વખત ઉપર અકસ્માતથી બળી ગયું, જેમાં અગ્નિએ ત્હેમની બીજી મૂલ્યવાન કિતાબો સાથે આનો પણ ભાગ લીધો હતો ! આવી આ વિચિત્ર કથાની ઉપકથા છે ! જે મહાત્માની સાથે સહવાસમાંજ મ્હેં મ્હારી બાલ્યાવસ્થા ગાળેલી હતી ત્હેમના સ્મરણસાથેજ આ કામ મ્હેં ઉપાડેલું છે. ફારસી કિતાબ નાશ પામ્યાથી ઇંગ્રેજી ઉપરથીજ અનુકરણ કરવું પડયું છે. ઘણાંખરાં નામજ મ્હને સાંભરતાં હતાં તે એનાં એ રહેવા દીધાં છે, બાકીનાં કલ્પિત છે, કોઇ કોઇ ભાગમાં ખંભાતના તે વખતના નવાબીદોરમાં, પેલી કિતાબમાંથી સાંભરેલા સુધારા વધારી દીધેલા છે; અને વખતે જો કે કવચિતજ ઇંગ્રેજી ગ્રંથકારની દૃષ્ટિથી બ્હાર જવું પડયું છે; પણ પરંતુ તે સર્વ ક્ષમા યોગ્ય ધારી પ્હેલેથીજ માફી માગી લઉં છું. ઘણે ઠેકાણે સંસ્કૃત અને ફારસી શબ્દોનો નિરંકુશ ઉપયોગ કરેલો છે, તે જો કે અયોગ્ય હશે તો પણ ભાષાસાહિત્યના શબ્દકોષની વિવૃદ્ધિને અર્થેજ છે એમ માની વાચકો ક્ષમા કરશે એમ ધારૂં છું. ઘણીજ ઉતાવળથી આ ચોપડી છપાયાને લીધે છાપતાં ઘણા દોષો રહી ગયેલા છે ત્હેને માટે પણ આ લેખક ક્ષમા માગવા શિવાય બીજું કાંઇજ લખી શકતો નથી.

અમદાવાદ. }
તા. ૧-૪-૯૫. } એક અભ્યાસક.

## અનુક્રમણિકા.

### વિભાગ પહેલો—અબદુલઅને લુટારા.



### વિભાગ બીજો—અબદુલ અને ફાઝિલ.



### વિભાગ ત્રીજો—અબદુલ અને ગુલબદન.

# ખંભાતનો ખૂની.

## વિભાગ પ્હેલો. અબદુલ અને લૂંટારા.

### ખંભાત. *

સ્હાંજ પડી ગઇ હતી;—ચન્દ્ર કિરણોથી કાંઇક પ્રકાશિત થયેલાં ન્હાની ન્હાની વાદળિયોનાં ટોળે ટોળાંઓએ ક્ષિતિજ ઢાંકી દીધી હતી; અને તહેમના પારદર્શક પિધાનમાંથી, મહાન્ રત્નાકર સાગરની શાખારૂપ ખંભાતના અખાતના નિર્મળ રમ્ય તરંગો ઉપર પોતાની સંપૂર્ણ કાન્તિમાં સુન્દર પૈર્ણ ચન્દ્ર, શાન્ત ભવ્યતાથી ડોલતી હતી. આસપાસ સઘળું શાન્ત હતું, રજનિ-અનિલની લલિત લહરીઓના સ્પર્શથી પાણીનાં ન્હાનાં મ્હોટાં મોજાં મૃદુ મૃદુ ગાન ગાતાં હતાં, અને કોઇ કોઇ વાર દૂરનો સુસવાટા કરતો શીતળ સમીર બંદરના ઘાટ ઉપર નિસાસા નાંખી અદૃશ્ય થતો હતો. ખંભાતના ભવ્ય મોટા મહેલો તથા ન્હાની ન્હાની-ભાગી તુટી ઝુંપડીઓ

---

* પ્રિય વાંચનાર! અર્વાચીન ખંભાતને પ્રાચીન સ્તંભતીર્થ અથવા (આ વાર્તામાં આવેલા) મધ્યકાલીન ખંભાત બંદરની સાથે સરખાવવાની તસ્દી લેતાજ નહિ! એ દિવસતો ગયા તે ગયાજ! તેનું અત્યારે તો તહમને સ્વપ્ન આવવું પણ મુશ્કેલ પડશે. જે બંદરમાં દર વર્ષે હજારો નૌકાઓ પ્રવેશ કરતી, જ્યાંથી અસંખ્ય મણ માલ વિદેશ ચ્હડતો, અને જે પૃથ્વીની સઘળી વિશિષ્ટ વસ્તુઓનું સંગ્રહસ્થાન હતું, તહેને હાલ 'બંદર' કહેવાવાપણું પણ ભાગ્યેજ રહેલું છે! જે રાજ્યનો દોર પશ્ચિમ હિન્દુસ્થાનના કિનારાના મ્હોટા ભાગ ઉપર હતો, અને જેનાં નૌકાસૈન્યો આખા અરબ્બી સમુદ્રનું રક્ષણ કરતાં, તે હાલ સમુદ્ર ઉપર પોતાનું એકાદ નાનકડું વહાણ પણ ભાગ્યેજ ફેરવે છે! રહ્યું છે માત્ર પોતાની મ્હોટાઇના વખતમાં તેણે અખાતને આપેલું નામ, જે અખાતનો ઉપયોગ પણ હાલ નામનોજ થાય છે! વળી પૂર્વકાળનો કાંઇક ઇતિહાસ અને કોઇ કોઇ દંતકથાઓ પણ રહી ગયેલી છે, જે હાલ વખતો વખત આપણને આનન્દ આપે છે; પણ ખંભાત–મધ્યકાલીન ખંભાત–અરબ્બી સમુદ્રની રાણી ખંભાત નગરીની ખોટ તો હમ્મેશને માટે રહીજ ગયેલી છે!

માં થઈને પવનની મીઠી લ્હેરો એક સરખા આનન્દથી રમતી હતી.

મધ્યરાત્રિ થઇ;—અને હજી પણ એક શોકાર્ત્ત, એકાન્ત પરદેશી ખંભાતના કિનારા ઉપર બેશી રહ્યો હતો. વખતે તે શહેરના મજબૂત કોટ કિલ્લા અને વિશાળ બુરજને જોયા કરતો, અને વખતે તે પોતાની શોકમય આંખો વિચારશૂન્ય દૃષ્ટિથી દરિયા ઉપર નાંખતો. આખરે તે બોલી ઉઠયો:—

" દુઃખી તો હું છુંજ, તો હવે ક્યાં જાઉં ? આ ખંભાતમાં તો હું બેઠો છું અને હવે વધારે રખડવામાં શો લાભ છે ? મ્હારૂં શું થશે ?–મ્હારા શિવાય બધાં ઘસઘસાટ ઉંઘે છે. મશરૂની તળાઇમાં નવાબ આરામ લે છે, અને ઘાસની પથારીમાં ભીખારી સૂતો છે; પણ મ્હારે માટે આ ભેજવાળી, ઠંડી જમીન શિવાય બીજી એક પણ પથારી નથી, એવો કોઈ માછી પણ નથી કે જેને દિવસે કામ અને રાતે રહેઠાણ ન મળતું હોય, અને હું-અને હું,—અરે ! મ્હારી જીંદગીને ફક્ત ચાપલ્યથીજ પોતાનું રમકડું બનાવનાર ભાવિ ખરેખર ભયંકરજ છે. "

તે આ સ્થળે બેઠા પછી આશરે વીસમીવાર, પાછો પોતાનાં 'જરજરકંથા' જેવાં થઇ ગયેલાં લુગડાંનાં ગુંઝાં ફરીથી તપાસવા લાગ્યો.

" અરે, ખુદા ! એક દમડી પણ નથી; અને હું તો ભૂખે મરી જાઉં છું. "

ત્હેણે પોતાની તલવાર ખુલ્લી કરી; ચાંદનીમાં આમતેમ ફેરવી અને ત્હેને ચળકતી જોઈ દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

" ના. ના. મ્હારી જૂની અને સાચી સહચરી ! આપણે બે તો જૂદાં પડવાનાંજ નથી. ભૂખથી મ્હારો જીવ જાય તો ભલે, પણ ત્હને તો મ્હારી પાસેથી ખશેડવાનોજ નથી. ત્હને જ્યારે અમીનાએ મ્હને ભેટ તરીકે આપી પટામાં મ્હારી કમ્મરે બાંધી, ત્યારે કેવો સોનેરિ સમય–આનન્દન વખત હતો ? મ્હેં ત્હને તથા અમીનાને સાથે એકજ વખતે ચુંબન લીધું હતું, એ કેવી દિવ્ય પળ હતી ! એ તો આપણને મૂકી દઈને બીજી દુનિયામાં ન્હાશી ગઇ, પણ તું અને હું આ દુનિયામાં તો કદી જૂદાં પડવાનાંજ નથી."

ત્હેણે પોતાની આંખમાંથી ઢળતું એક આંસુ હાથવતી લોહી નાંખ્યું.

" છીઃ ! એ આંસુ નહિ હોય ! રાત ઠંડી છે અને પવન સખત છે, તેથી આંખોમાં પાણી આવતું હશે. આંસુ ! છટ્ ! મ્હારા રોવાના દિવસો તો ક્યારનાએ ગયા છે. "

આ પ્રમાણે બોલતે બોલતે, તે હતભાગ્ય (કારણ એની દિલગીરી તથા દેખાવ ઉપરથી જણાતું હતું કે, તે દુઃખીજ હતો) મનુષ્યે પોતાનું માથું જમીન ઉપર પછાડ્યું, અને પોતાને જન્મ આપનાર પળને ગાળો દેવાને હેણે હોઠ ઉઘાડ્યા, એવામાં એકદમ પાછો જાગૃતિમાં આવી, સ્વસ્થ થયો. હેણે પોતાના ઘુંટણ ઉપર માથું મૂક્યું, અને પોતાના બાપદાદાના કિલ્લામાં જે ગીત હેને અતિ પ્રિય હતું, તે દિલગીર મ્હોંએ ગણગણવા લાગ્યો.

"અરે! હા. ખરી વાત", તે પોતાના મનમાં બબડ્યો, "જો હું ભારપ્રિયહારથી નમ્ર થાઉં, તો પછી મ્હારૂં નામતો ખરેખર બોળાવાનુંજ".

એવામાં થોડેક દૂર કાંઇ ખખડાટ સંભળાયો. હેણે આસપાસ જોયું, તો પાસેના રસ્તા ઉપર, ઝાંખી ચંદ્રનીમાં, એક ઉંચા કદની મનુષ્યાકૃતિ ડગલો ઓઢી, આમ તેમ ફરતી દેખાઇ.

"મ્હને ઇશ્વરેચ્છાએજ અહિં આણ્યો છે. હા—હું—હું—ભીખ પણ માગીશ. સુરતમાં એક લુચ્ચા તરીકે ગણાવા કરતાં ખંભાતમાં ભીખ માગવી પણ સારી; ચીંથરે હાલ ભીખારીનું અંતઃકરણ પણ ઉમરાવ હોઇ શકે."

આ શબ્દો તે બોલ્યો, કે તરતજ તે જમીન ઉપરથી ઉભો થયો અને તે પાસેના રસ્તા તરફ ચાલ્યો. હેણે તે રસ્તાના એક છેડામાં પ્રવેશ કર્યો, એવામાં હેણે બીજે છેડેથી કોઇ બીજા માણસને આવતો જોયો; અને આ માણસ આવતો દેખાયો કે, પેલો ડગલો ઓઢીને ફરતો હતો તે માણુસ એકદમ પાસે અંધારામાં સંતાઇ ગયો.

"આનો શું અર્થ હશે?" આપણા ભીખારીએ વિચાર કરવા માંડ્યો, "પેલો સંતાનાર મોતના, વગર પરવાનાના, કાસદોમાંનો તો એક નહિ હોય? અથવા કોઇ અધીરા વારસની પાસેથી રૂશ્વત લઇ, આ બેદરકાર, બેખબર માણસનો ખજાનો તે વારસને મળે માટે, હેને સ્વધામ પ્હોચાડવા તો આવ્યો નહિ હોય? પણ મ્હારા પ્રમાણિક મિત્ર! એટલી બધી ખાત્રી રાખીશ નહિ; હું હારી પાસેજ છું".

તે અંધારા ભણી જરા વધારે પાછો હઠ્યો, અને છાને માને, ધીમે ધીમે તે સંતાયલા માણસની પાસે આવી પ્હોંચ્યો; તે સંતાનાર હજી પોતાની જગોએથી જરાએ ખસ્યો ન્હોતો. તે પ્રવાસી હેમની પાસે થઇને ગ-

શ્રી કે તરતજ તે સંતાયલો મારો હેના તરફ અચાનક કૂદી પડ્યો અને પોતાને જમણે હાથે ચળકતું ખંજર હેના ઉપર ઉગામ્યું; પણ તે, તે મારે તેની પ્હેલાં, પેલા ભીખારીએ હેને એકજ મુક્કાથી જમીનદોસ્ત કરી નાંખ્યો.

તે નવા આવનારે એકદમ પાછળ જોયું; તે ખૂની ઉતાવળથી ઉઠી ન્હાશી ગયો; તે ભીખારીએ મ્હોં મલકાવ્યું.

"શું છે?" તે પ્રવાસીએ પૂછ્યું, "આ બધું શું છે?"

"અરે, સરકાર! જરા ગમ્મત; પણ એથી આપની જીંદગી બચી ગઇ."

"શું? મ્હારી જીંદગી? કેવી રીતે?"

"પેલો પ્રમાણિક ગૃહસ્થ, જે હમણાંજ પલાયન કરી ગયો, તે હમારી પાછળ બિલાડીની પેઠે છુપાતો છુપાતો આવ્યો, અને હમને મારવાને ખંજર ઉપાડ્યું એવામાં મ્હેં એને જોયો. મ્હેં હમારી જીંદગી બચાવી છે અને તે નોકરી એકાદ ન્હાના સિક્કાની કિમ્મતની હશેજ. સાહેબ! મ્હને કાંક પૈસા આપવાની કૃપા કરો, કારણ હું ભૂખ્યો—તરસ્યો અને ટાઢથી ઠંડો થઇ અકડાઇ ગયેલો છું."

"ચાલ્યો જા, ઠગ! હું હને અને હારી લુચ્ચાઇઓને સારી રીતે ઓળખું છું. આ બધી હમારા બે વચ્ચે મ્હારી થેલી પડાવવાની યુક્તિ—મ્હને મારાના હાથમાંથી બચાવ્યો એમ કહીને મારી પાસેથી પૈસા તથા આભાર કઢાવવાની યુક્તિ તો બહુ સરસ છે! ચાલ્યો જા, લુચ્ચા! આવી હારી ઠગાઇઓથી નવાબને ભોળવવો હોયતો ભોળવજે; પીરૂમલ્લ પાસે હારૂં કાંઇજ ચાલવાનું નથી, એ ખૂબ યાદ રાખજે."

તે ગરીબ ભૂખે મરતો ભીખારી સ્તબ્ધ બનીને ઉભોજ રહ્યો, અને આ મ્હેણાં મારતા પ્રવાસી તરફ જોઇજ રહ્યો.

"ના. સરકાર! મ્હારા જીવના સમ! હું બોલ્યો એમાં કાંઇ જૂઠું નથી. બધુંજ સાચું છે. મ્હારા ઉપર દયા કરો, નહિ તો હું રાતમાં ભૂખથી મરીજ જઇશ."

"ચાલ્યો જા! એકદમ ચાલ્યો જા! નહિતો ઇશ્વરના સોગન—,"

તે નિર્દય માણસે કમરબંધમાંથી પિસ્ટલ કહાડી અને પોતાના જીવન રક્ષક સામી તાકી.

"ઓ ખુદા! આવીજ રીતે ખંભાતમાં નોકરીનો બદલો મળે છે?"

"સીપાઇઓ દૂર નથી, અને હું બૂમ પાડું એટલીજ વાર છે—"

"ખરેખર ત્યારે શું ત્હમે મ્હને લૂટારો ધારો છો."

"મ્હારી શિખામણ માની ગુપચૂપ ચાલ્યા જવામાંજ ત્હને લાભ છે."

"સાંભળો, સાહેબ! મ્હારા ધારવા પ્રમાણે **પીરૂમલ્લ** ત્હમારૂં નામ છે; અને હું **ખંભાતમાં**, મ્હેં જોયેલા ઠગોમાંના બીજા ઠગ તરીકે તે લખી રાખીશ."

તે ક્ષણેક બોલતો બંધ રહ્યો; અને પછી તે ભયંકર અવાજમાં બોલી ઉઠયો, "જ્યારે તું, **પીરૂમલ્લ**! હવે પછી **અબદુલ**નું નામ સાંભળે ત્યારે ધ્રુજજે!"

અબદુલ પાછો ફર્યો અને ક્રૂરહૃદયિ ખંભાતનિવાસીથી દૂર ગયો.

---

## પ્રકરણ ૨ જું.

### લૂંટારા.

હવે તે નિર્ભાગી માણસ ખંભાતના રસ્તાઓમાં ગાંડા જેવો દોડવા માંડયો. તે **ભાવિ**ની મશ્કરી કરવા તથા વખતે હસવા અને વખતે ગાળો દેવા લાગ્યો. વખતે એકદમ ઉભો રહી કોઇ મ્હોટું અને અદ્દભૂત સાહસ કરવાનો વિચાર કરતો દેખાતો; અને વખતે તે કામ પૂરૂં કરવાને ઉતાવળથી જતો હોયની એમ એકાએક આગળ દોડતો પણ માલમ પડતો.

રાજમહેલના એક થાંભલા પાસે બેસી, ત્હેણે પોતાનાં દુઃખોનું પુનઃ સ્મરણ કરવા માંડયું. ત્હેની આમતેમ ફરતી આંખો આરામ શોધતી જણાતી હતી, પરન્તુ તેતો દુર્લભજ થઇ પડયો હતો.

"નશીબ!" તે આખરે ખરેખરો નિરાશ થઇ બોલી ઉઠયો. "**ભાવિ**એ મ્હને, દુનિયાંને આશ્ચર્ય પમાડે, એવાં અદ્દભૂત સાહસો અથવા સ્તબ્ધ કરી નાંખે એવાં ઘોર પાપો કરવાનેજ નિર્માણ કરેલો છે. આશ્ચર્ય પમાડવું, એ મ્હારા નશીબમાંજ છે. પરવીઝ કદી મધ્યમ સ્થિતિમાં રહી શકેજ નહિ; પરવીઝ સાધારણ મનુષ્ય તરીકે વર્તી શકેજ નહિ. નશીબે તો મ્હને અહિં આણ્યો નહિ હોય! કોઇના સ્વપ્નામાંયે હશે કે, સુરતના મ્હોટામાં મ્હોટા ઉમરાવનો પુત્ર ભીખ માગવાને ખંભાતની દયાનો આશ્રય લેશે? હું—હું જે અદ્દભૂતમાં અદ્દભૂત કામો કરવાને શારીરબળ તથા માનસિકશક્તિથી યોગ્ય છું એમ મ્હને લાગે છે, તેજ હું આ અસત્કારશીલ શહેરના રસ્તાઓમાં આજ ચીંથરેહાલ ભ-

ટકુંકું અને ભૂખમરાના પંઝામાંથી જીંદગી કેમ બચાવવી ત્હેને માટે વૃથા પ્રયાસમાં સાધનો શોધ્યા કરૂંછું. જે મનુષ્યોનું મ્હારી શ્રીમન્તાઈ પોષણ કરતી, જેઓ મ્હારે ઘેર સાઇપ્રસના * ઉત્તમોત્તમ દ્રાક્ષરસમાંથી પોતાની તૃષા છીપાવતા, અને જે દુનિયામાં ઉત્પન્ન થતી સર્વોત્કૃષ્ટ વસ્તુઓનું મ્હારી સાથે બેશી ભોજન લેતા, તેજ નરાધમો હવે મ્હને મ્હારી ખરી તંગીની વખતે કાચાપાકા રોટલાનો એક ટુકડો પણ આપતાં જીવ ચોરવા જાયછે ! અરે ખુદા ! આ બધું તો એટલું ભયંકર છે કે તે મ્હારાથી સહન કરી શકાવું પણ મુશ્કેલજ છે. માણસો તો ક્રૂર છેજ—પણ ઇશ્વરે નિર્દય ?"

ત્હેણે બોલતે બોલતે જરા શ્વાસ ખાધો.

"તોપણ હું સર્વ સહન કરીશ—હું મ્હારા ભાવિને તાબે થઇશ. હું દુઃખને દરેક રસ્તે જઇશ અને મનુષ્ય દુર્દશાની દરેક સ્થિતિ નિહાળીશ. મ્હારૂં નશીબ ગમે ત્હેવું હોય તોપણ હું મ્હારી જાત ઉપર મ્હારી પોતાની સત્તા રાખીશ અને હું મ્હારૂં નામ કદીપણ બોળીશ નહિ; ગમે તે થાઓ તોપણ હું હમ્મેશાં અદ્ભૂત કામોજ કરીશ. બસ ! અમીર પરવીઝ જેના ઉપર આખું સુરત શહેર ફિદા ફિદા થઇ જતું ત્હેને ભૂલી જવો; હવે ! હવે હું ભીખારી અબદુલજછું. ભીખારી ! એ નામ જો કે સાંસારિક સ્થિતિની તુલનામાંતો છેલ્લુંજ છે, તોપણ તે ભૂખે મરતાં, જાતિ બ્હાર થયેલાં તથા મનુષ્યપદને પણ અયોગ્ય એવાં પ્રાણિયોમાંતો પ્રથમજ છે."

ત્હેણે પાસે કાંઇક ખખડાટ સાંભળ્યો. અબદુલે આસપાસ જોયું. પેલો મારો, જેને ત્હેણે જમીન ઉપર પછાડયો હતો ત્હેને તથા ત્હેને મળેલા ત્હેના બે સોબતીઓને ત્હેણે જોયા. જેમ તેઓ આગળ વધતા, તેમ તેમ તેઓ ચારે તરફ નજર નાંખતા હીંડતા હતા. તેઓ કોઇને શોધતા હતા.

"મ્હનેજ ખોળે છે," અબદુલ મનમાં બબડયો; અને પછી થોડાં પગલાં આગળ ચાલી, ત્હેણે ઓઠ દાબીને સીસોટી વગાડી.

તે ચોરો ચુપચુપ ઉભા રહ્યા; માંહોમાંહે મસલત કરી અને કોઇ પણ નિર્ણય ઉપર ન આવ્યા હોય એમ વિચાર કરતા ઉભા.

---

*સાઇપ્રસ એ, ભૂમધ્ય સમુદ્રના લીવ્હાન્ટ નામના ભાગમાં એશિયામાં ઇનોરની દક્ષિણે આવેલો એક બેટ છે, જે હાલ ઇંગ્રેજ સરકારના કબજામાછે. ત્યાંના ઉત્તમ દ્રાક્ષરસો મધ્યકાળના ઇતિહાસમાં બહુજ પ્રસિદ્ધિ પામ્યા હતા.

અબદુલ બીજીવાર સીસોટી વગાડી.

"એતો પેલોજ," હેણે તેઓમાંના એક જણને સ્પષ્ટ રીતે બોલતાં સાંભળ્યો. અને ક્ષણેક પછી તેઓ ધીમે ધીમે હેની પાસે આવ્યા.

અબદુલ પોતાની જગોએ તો ઉભોજ રહ્યો, પણ હેણે પોતાની તલવાર ખુલ્લી કરી.

તે ત્રણે લૂંટારા (જેમણે મ્હોં ન દેખાય એવી રીતે લૂગડાં ઓઢેલાં હતાં તે) હેનાથી થોડેક છેટે ઉભા રહ્યા.

"કેમ છે ? અલ્યા !" હેમનામાંનો એક બોલ્યો, "શું છે ? તલવાર ખુલ્લી રાખીને કેમ ઉભો છે ?"

અબદુલ.—"તમારા જેવાને તો દૂર રાખવામાંજ માલ છે; કારણ કે હું તમને ઓળખું છું. તમે એવા પ્રમાણિક ગૃહસ્થો છો કે જેમની આજીવિકા બીજાઓના જીવ લેવા ઉપરજ ચાલે છે."

પ્હેલો લૂંટારો.—"હેં સીસોટી અમને બોલાવવાને ન્હોતી વગાડી ?"

અબદુલ.—"હા. એટલા માટેજ."

એક લૂંટારો—"અને, અમારૂં શું કામ હતું ?"

અબદુલ—"સાંભળો ! હું એક દુઃખી, ગરીબ, અને ભૂખે મરતો પ્રાણી છું. તમારી લૂંટમાંથી મ્હને કાંઇક આપો."

એક લૂંટારો—"શું ભીખ ! હા-હા-હા ! મ્હારા જીવના સમ. આ કોઇ બેવકુફ છે. ભીખ ! અમારી પાસેથી ભીખ !—ખરેખર ! તને ખરેખર ભીખ આપીશું, અને વળી ખૂબ !"

અબદુલ—"અથવા મ્હને પચાસ રુપિયા આપો; અને જ્યાંસુધી હું તે પુરા ન કરી આપું ત્યાંસુધી હું તમારી નોકરી કરવાને બંધાઇશ."

એક લૂંટારો—"આહાહા ! હવે મહેરબાની કરીને કહીશ કે તું કોણ છે ?"

અબદુલ.—"એક દુઃખી મનુષ્ય. આખા ખંભાતના રાજ્યમાં મ્હારાથી વધારે દુઃખી કોઇ નથી. હાલતો હું આવો છું-પણ હવે પછી !—લુચ્ચાઓ ! મ્હારામાં પણ શક્તિ છે. આ હાથ ત્રેવડા બખ્તરવાળી છાતી પણ વીંધી શકે તેમ છે; અને આંખો ગાઢ અંધારામાં પણ ધારેલે ઠેકાણે સજ્જડ કટાર મારવામાં મદદ કરી શકે એવી છે."

એક લૂંટારો—"ત્યારે ત્હેં મ્હને હમણાંજ શા માટે પાડી નાંખ્યો હતો?"

અબદુલ—"ઇનામની આશાએ; પણ મ્હેં ત્હેની જીંદગી બચાવી

હેના બદલામાં ન દગો મ્હને એક પાઈ પણ આપી નહિ."

એક લૂંટારો—"ન આપી! એતો વળી બહુ સારૂં થયું. સાંભળ, દોસ્ત! તું સાચુંજ કહે છે?"

અબદુલ—"નિરાશા કદી જૂઠું બોલાવતી નથી."

એક લૂંટારો—"પણ ગુલામ! જો તું દ્રોહી નીકળ્યો તો—"

અબદુલ—"મ્હારૂં હૃદય ત્હમારા હાથ પાસેજ હશે. અને તે વખતે પણ અત્યારે છે તેવીજ ત્હમારી કટારો તીક્ષ્ણ હશે."

આ ત્રણે ભયંકર સાથીઓએ દૂર જઈ થોડી પળ સુધી માંહો માંહે એક બીજાની સાથે ગોઠવણ કરી, અને પછી પોતાની કટારો જે ત્હેમણે પ્હેલેથીજ ઉઘાડી કરીને હાથમાં રાખી હતી તે મ્યાન કરી.

"ચાલ, ત્યારે" તેઓમાંના એક જણે કહ્યું, "અમારી સાથે અમારે મકાને ચાલ. કેટલીક બાબતોની રસ્તા ઉપર વાત કરવી એ મૂર્ખાઈ ભરેલું છે."

"ચાલો, હું ત્હમારી પાછળ આવું છું," અબદુલે જવાબ દીધો. "પણ યાદ રાખજો કે મ્હારી સાથે દુષ્મન તરીકે વર્ત્યા તો પછી હું છું! –દોસ્ત! હમણાં ત્હારાં હાડકાંને જરા જોરથી પછાડયાં માટે માફ કરજે; ત્હેના બદલામાં હું ત્હારો સાચો સાથી થઈશ."

"અમે પણ સોગન પૂર્વક કહીએ છીએ કે ત્હને કાંઈ પણ ઇજા નહ થાય," તે લૂંટારાઓ એક અવાજે બોલી ઉઠયા, "ત્હને જે ઇજા કરશે ત્હેને અમે પણ દુષ્મન ગણીશું. ત્હારા જેવા સ્વભાવનો સોબતી ઠીક છે. ચાલ, હવે અમારી સાથે ચાલ અને બે ફિકર રહે!"

તેઓએ હવે આગળ ચાલવા માંડયું અને અબદુલ ત્હેમનામાંના બે જણની વચમાં ચાલ્યો. તે પોતાની આસપાસ શક ભરેલી દૃષ્ટિથી વારંવાર જોતો, પરન્તુ તે લુંટારાઓમાં કપટનાં કાંઈ પણ ચિન્હ ત્હેને જણાયાં નહિ. તેઓ ત્હેને કેટલેક છેટે લઈ ગયા અને આખરે એક ખાડી (નહેર) પાસે આવી પ્હોચ્યા, જ્યાં એક હોડકું બાંધી રાખેલું હતું, તે છોડી તેઓ ત્હેમાં બેશી હલેસાં મારતા ખંભાતના એક છેક ખુણાના ભાગમાં જઈ પ્હોચ્યા. ત્યાં તેઓ ઉતર્યા, વળી પાછી કેટલીક ગલી કુંચીઓ ઓળંગી અને આખરે એક સારા દેખાવના ઘરનું બારણું ઠોકયું. તે એક યુવાન સ્ત્રીએ ઉઘાડયું અને ત્હેમને સર્વેને એક સાદા પરન્તુ સગવડવાળા ઓરડામાં લઈ ગઈ. ગભરાયલા અને અડધા ખુશી તથા અડધા ચિંતાગ્રસ્ત થયેલા અબ-

દુલને જોઇને ત્હેણે કેટલીકવાર ત્હેના તરફ આશ્ચર્યદૃષ્ટિથી નજર કીધી અને અબદુલ પણ પોતાને ક્યાં લઇ જવામાં આવ્યો છે એ નહિ જાણવાથી હજી પણ તે લૂંટારાઓના વચન ઉપર વિશ્વાસ રાખવો એ સહી સલામતી ભરેલું નથી, એમ ધારતો હતો.

## પ્રકરણ ૩ જું.

## બાજીની પરીક્ષા.

લૂંટારા પુરા બેઠાયે ન્હોતા એવામાં રમજાન(કારણ તે આ યુવાન સ્ત્રીનું નામ હતું તે-) ને બારણું ઉઘાડવા બોલાવવામાં આવી, અને હવે આ મંડળીમાં બે નવા આવનારા ઉમેરાયા, જેમણે પોતાના અજાણ્યા પરોણાને નખથી તે શિખા સુધી તપાસ્યો.

"હવે ત્યારે," જેણે અબદુલને આ માનવંતા મંડળમાં દાખલ કર્યો હતો, તે બોલ્યો, "ચાલ, અમને જોવા દે કે તું કોના જેવો છે."

આમ બોલતે બોલતેજ ત્હેણે એક પ્રકાશિત દીવો ઉંચો કર્યો, અને ત્હેની જ્યોતનું તેજ અબદુલની મુખાકૃતિ ઉપર સંપૂર્ણ રીતે પડયું.

"ખુદા પનાહ!" રમજાન બૂમ પાડી ઉઠી, "એને અહિંથી હાંકી કુહાડો! કેવો કદરૂપો કૂતરો છે!"

ત્હેણે પોતાનું મ્હોં બીજી બાજુ તરફ ત્વરાથી ફેરવી દીધું, અને પોતાના હાથમાં સંતાડયું. આવાં વખાણ સાંભળી, અબદુલે એક ભયંકર ચાળો કરી પોતાનો સંતોષ દર્શાવ્યો.

"લુચ્ચા!" તે લૂંટારાઓમાંના એકે કહ્યું, "કુદરતે પોતેજ ત્હને ખૂની તરીકે ઘડયો છે;—માટે ચાલ, સાચું કહે! આટલા બધા દિવસ સુધી ફાંસીના લાકડાના સપાટામાંથી શી રીતે છટકી ગયો છે? તું છેલ્લી વાર કેઈ તુરંગમાં બેડીઓ રહેલા દઇ નાશી આવ્યો છે? અથવા 'જાઉં છું' એટલું પણ કહેવા રહ્યા શિવાય, દેશ નિકાલની કેઇ જગોએથી ચાલ્યો આવ્યો છે?"

અબદુલે શાન્તિથી બંને હાથ વાળી અદબ કરી.

"જો હું ત્હમે કહોછો ત્હેવોજછું," ત્હેણે પોતાના સ્વરથી સાંભળનારાઓને થથરાવતાં, દગદગા ભરેલી રીતે કહ્યું, "તો તે વળી વધારે સારૂં. ભવિષ્યમાં હું ગમે ત્હેવો થાઉં, તોપણ ઇશ્વરને મ્હારો વાંક કહાડ-

વાનો હક નથી, કારણ કે હું જે અને જેવો છું, તેજ અને ત્હેવોજ ત્હેણે મ્હને બનાવ્યો છે."

તે પાંચે ખૂનીઓ જરા આઘા ગયા, અને મસલત કરી. આ છુપી વાતચીતનો વિષય શો હતો તે સમજવું તો સ્હેલુંજ છે. આ પ્રમાણે ચાલતું હતું તે વખત અબદુલ શાન્તિ અને બેદરકારીથી બેઠો રહેલો હતો.

થોડી મીનિટ પછી તેઓ પાછા આવ્યા. તેઓમાંનો એક જેનો ચ્હેરો ઘણોજ કદરૂપો હતો અને જેનું શરીર જોતાંજ ઘણો મજબૂત હોય એમ લાગતું હતું તે બીજાઓ કરતાં થોડાં પગલાં આગળ આવ્યો અને ત્હેણે અબદુલને નીચે પ્રમાણે કહ્યું:—

"સાંભળ ભાઇબંધ! ખંભાતમાં ફકત પાંચજ લૂંટારા છે; ત્હેમને તું ત્હારી સમક્ષ જુવે છે. તું છઠ્ઠો થઇશ? ત્હને પુરતું કામ મળશે, જેની તો ત્હારે ખાત્રીજ રાખવી. મ્હારૂં નામ મહમ્મદખાન છે અને હું આ ટોળીનો ઉપરી છું; આ રાતા ગુચ્છાવાળો પહેલવાન ઉભો છે ત્હેનું નામ રણમલ્લ છે; પેલો શૂરવીર જેની આંખો બિલાડાના જેવી ચળકે છે તે સાલેદીન છે; આજ રાતે ત્હેં જેનાં હાડકાં ખોખરાં કર્યાં ત્હેનું નામ શેરખાં; અને પેલો રમજાનની પાસે જાડા હોઠવાળો રાક્ષસ ઉભો છે, તે ન્હારસિંહ કહેવાય છે. હવે તું અમને બધાને ઓળખે છે—અને તું દમડી વિનાનો ભૂત છે, તેથી અમારી ટોળીમાં ત્હને આવવા દેવાને અમે ખુશી છીએ; પણ અમારે પ્હેલું એતો જાણવુંજ જોઇએ કે તું અમારી સાથે દગો તો રમતો નથી?"

અબદુલે મ્હોં મલકાવી, તે જરા કસાણું કરી ખોખરા અવાજથી જવાબ દીધો—"હું ભૂખે મરી જાઉંછું."

"અલ્યા, એઇ! જવાબ દે. તું અમારી સાથે પ્રમાણિકપણાથી ચાલીશ?"

"એ તો આગળ ઉપર એની મેળેજ જણાઈ આવશે."

"સાંભળ લુચ્ચા! અમને દગાનો પ્હેલોજ શક આવશે કે ત્હેની સાથે તું ત્હારો જાન ખોઇશ. નવાબના મહેલમાં સંતાયો હોઇશ અને ખંભાતની સઘળી સત્તા ત્હારૂં રક્ષણ કરતી હશે તોપણ—અરે! નવાબની બાથમાંથી અને સેંકડો તોપોના રક્ષણમાંથી પણ ત્હને પકડી આણી અમે ત્હારો જીવ લઇશું. ગમે તો મસ્જીદમાં જઇને ભરાયો હોઇશ અથવા ગમે તો પીરની કબરમાં ન્હાશીને છુપાયો હોઇશ તોપણ ખરા મ-

ધ્યાન્હે પણ અમે ત્હારૂં ખૂન કરીશું. આ બાબત બરાબર વિચાર કર! અને અમે ખૂની—લૂંટારા છીએ, એ ભૂલતો નહિ."

"ત્હમારે આટલું બધું બાપણ કરવાની કાંઇજ જરૂર નથી.—પણ મ્હને પ્હેલું કાંઇ ખાવાને આપો; પછી ત્હમારી સાથે ત્હમે કહેશો ત્યાં સુધી હું તડાકા મારવાને તૈયાર છું. હાલ તો હું ભૂખ્યો થયો છું. ધાનનો છેલ્લો દાણો મ્હોંમાં ગયે ચોવીસ કલાક તો કયારનાયે થઇ ગયા છે."

રમજાને બધાનાં ભાણાં પીરસ્યાં; ખોરાક ઉત્તમ અને સ્વાદિષ્ટ હતો અને સર્વ સાહિત્ય ગરમ તથા તાજુંજ હતું. દરેકની પાસે મધુર દ્રાક્ષ-રસથી ચળકતા પ્યાલાઓ મૂકવામાં આવ્યા.

"અલ્યા! અહિં હિન્દુ અને મુસલમાન, લ્હેરો તો એકઠાજ ભોગવેછેને શું?" અબ્દુલ, રણમલ્લ તથા ન્હારસિંહને રમજાને પીરશેલાં ભાણાં ઉપર બેસતા જોઇ બોલી ઉઠયો.

મહમ્મદે ઉત્તર દીધો, "અમારા મંડળમાં કોઇ પણ પ્રકારનો ભેદ અમે રાખતાજ નથી; હિન્દુ અને મુસલમાન બે ભાઇ છે; ખુદાએ એમને પણ પેદા નથી કર્યા? મુલ્લાંઓ અને શાસ્ત્રીઓને સામસામાં માથાં કુટવાં હોય તો ભલે કુટે, પણ અમે તો—"

"ચાલો, હવે શરૂ કરો!" અબ્દુલ બોલી ઉઠયો.

લૂંટારાઓનું ભોજન શરૂ થયું.

"જો એને જરાક પણ માણસનો આકાર હોત, તો કાંઇક પણ કંટાળા વિના એના સામું જોઇ શકાત", રમજાન પીરસતે પીરસતે બબડી. "એની માનું નક્કી સેતાન સાથેજ લગ્ન થયું હશે કે ત્હેને પેટ આવા ભયંકર ચ્હેરાવાળો પુત્ર પાકયો. ખરે એણે કાંઇ મ્હોંપે ઢાંકણું તો નહિ ઢાંકયું હોય?—પણ મ્હેં તો આવું બદસુરત ઢાંકણ પણ જોયું નથી."

અબ્દુલ્લે એને કાંઇ ગણકારીજ નહિ; ત્હેણે તો સ્વસ્થ ચિત્તથી આરોગવા માંડયું હતું, તથા જાણે આવતા છ મહિનાનું સામટું ખાઈ લેતો હોયની એમ દારૂના પ્યાલા ઉડાવતો જય્યેજ ગયો. તે લૂંટારા સાનંદાશ્ચર્યથી એક બીજાની સામે જોવા લાગ્યા અને આવો કિમતી સાથી મળી આવ્યો તેથી એક બીજાને હર્ષની નીશાનીઓ કરવા લાગ્યા.

અબ્દુલ કોના જેવો હતો, એ જાણવાની વાંચનારની મરજી હોય તો ત્હેમણે એક યુવાન અને મજબૂત અવયવ વાળો માણસ ધારી લેવો,

જે, ત્હેનો ચ્હેરો જો ભવભૂતિ * તથા મિલ્ટને‡ વર્ણવેલા ભયાનક દેખાવોમાં, સર્વને કમકમાટી છુટાવે અને શરીરનાં રૂવે રૂવાં ઉભાં કરી દે એવાં ચિત્રોમાં પણ, સર્વથી ભયંકર અને કંટાળો ઉપજાવે એવો તથા સુંદર અવયવોની ખુબસુરતીને પણ ઢાંકી દે એવો નહોત તો દેખાવડો ગણાત. સ્યામ અને તેજસ્વી પરન્તુ લાંબા અને સીધા વાળ ત્હેની ભૂરી ગરદન તથા પીતરંગી ચ્હેરાની આસપાસ આમ તેમ ઉડતા હતા. ત્હેનું મ્હોં એટલું પ્હોળું રહેતું કે ત્હેની દાઢો તથા રંગી બેરંગી દાંત ત્હેમાંથી ડોકિયાં કર્યા કરતાં હતાં, અને ત્હેના ચ્હેરા ઉપર ચામડીનો એક એવા પ્રકારનો ધ્રુજારો નિરંતર થયા કરતો હતો કે ત્હેની મુખાકૃતિ જોનારને તે હમ્મેશાં જાણે દાંતિયાં કર્યા કરતો હોયની, એમ લાગતું. ત્હેની આંખ (કારણ ત્હેને એકજ આંખ હતી તે) ત્હેના માથામાં ઉંડી ઉતરી ગયેલી હતી અને ત્હેનો ડોળો જે જરાક પણ દેખાત તે ત્હેની કાળી, વાળથી ભરચક થયેલી ભમ્મરને લીધે ઢંકાયલોજ રહેતો. આપણે કોઇ છબીમાં પણ ભાગ્યેજ એકઠાં થયેલાં જોઇએ છીએ એવાં સઘળાં અશિષ્ટ, બેડોળ અને ભયાનક સ્વરૂપોનું વિકરાળ સંમેલન એવીતો વિચિત્ર રીતે ત્હેના ચ્હેરામાં થયેલું હતું કે, તે બુદ્ધિની મોળાયતા (શિથિલતા)દર્શાવતું હતું, હૃદયની દુષ્ટતા સૂચવતું હતું, અથવા તે બંને સાથેજ રહેલાં છે એમ બતાવતું હતું, એ સમજવું જોનારને મુસ્કેલ પડયા વિના રહે એમ ન્હોતું.

"હાશ! હવે મ્હને શાન્તિ વળી!" અબદુલે એક દારૂથી ભરેલા પ્યાલાને આળસ ખાતાં લાત મારી, ઢોળી નાંખી કહ્યું, "બોલો! હવે મ્હને જે પુછવું હોય તે પુછો. મ્હારા વિષે જે પુછશો તે બાબત જવાબ દેવાને નવરો થયો છું." મહમ્મદે કહ્યું, "પ્હેલી વાત તો એ છે કે હમારે ત્હારા જોરની પરિક્ષા કરવી પડશે: કારણકે, આપણા ધંધામાં એની તો પ્હેલીજ જરૂર છે. ત્હને કુસ્તી કરતાં આવડે છે?"

"મ્હને ખબર નથી; અજમાશ કરી જુવો!"

"રમજાન! આઘો ખશ; હવે, જો, અબદુલ!-પેલા હજી શીખાઉ

* એ એક સંસ્કૃત મહાકવિ હતો, જેનું "માલતીમાધવ" નામનું નાટક ભયંકર રસનો અદ્ભૂત ચિતાર નજર આગળ ખડો કરે છે.

‡ એ એક ઇંગ્રેજી મહાકવિ હતો જેનું ParadiseLost (સ્વર્ગપાત) નામનું કાવ્ય પણ એવાંજ અલૌકિક અને અદ્ભૂત ચિત્રો અનુપમ કારીગરી અને અદ્વિતીય શકિતથી વાચકની સમક્ષ તાદશ કરે છે.

બિચારા શેરખાંની પેઠે અમારામાંથી બીજા કોને તું તેટલીજ સ્હેલાઇથી ગીરાવી શકે તેમ છે?"

"બીજા કોને?" અબ્દુલ બોલી ઉઠયો, "ત્હમને બધાને, અને વળી બીજા પાંચ છ ત્હમારા જેવા નામર્દ કમબખ્તો ત્હમારી સાથે હોય તો ત્હેમને પણ—" આટલું બોલી તે બેઠો હતો ત્યાંથી કૂદકો મારી ઉઠયો, તલવાર દૂર ફેંકી દીધી, અને પોતાની એક આંખ મચમચાવતો મલ્લની પેઠે હાથ તથા પગ ઉપર ફડાકા બોલાવતો ઉભો રહ્યો.

લૂંટારા એક અવાજે ત્હેના મ્હોં સામું જોઇ ખડખડાટ હસી પડયા.

અબ્દુલે ગુસ્સામાં ગર્જના કરી, "ચાલો હવે ત્યારે કુસ્તી મારે! વાર કેમ કર્યા કરોછો?"

મહમ્મદે કહ્યું, "મ્હારી શિખામણ માન; મ્હારી એકલાની સાથે જેટલું થાય એટલું કરી જો, અને પછીજ ત્હને ખબર પડશે કે ત્હારે કેવા માણસોની સાથે કુસ્તી કરવાની છે. તું એમ ધારે છે કે અમે દાઢી મૂછ વગરનાં છોકરાં, અથવા નાના નાજુક ગૃહસ્થો છીએ?"

અબ્દુલ જવાબમાં માત્ર તિરસ્કારથી હસ્યો. મહમ્મદે પોતાનો મિજાજ ખોયો, અને ત્હેના સોબતીઓ બૂમો તથા તાળીઓ પાડવા લાગ્યા.

"ચાલો!" અબ્દુલે મ્હોટો ઘાંટો કહાડી કહ્યું, "હવે, હું ખરેખર લ્હેરમાં છું; બચ્ચાઓ! સંભાળજો." અને એકદમ ઉભો રહી, ત્હેણે જમ જેવા મહમ્મદને એક બાળકની પેઠે ઉચકી માથા ઉપર ઉપાડીને ફેંકી દીધો; જમણા હાથ ઉપર ન્હારસિંહને તથા ડાબા હાથ ઉપર શેરખાને અકેકી લાતથીજ જમીનદોસ્ત કરી નાંખ્યા; સાલેદાનને પગ પકડીને ઓરડાને સામે ખૂણે ફગોટી દીધો; અને રણમલ્લને એકજ મુક્કીથી પાસેની પાટ ઉપર બેશુદ્ધ કરીને ચત્તાપાટ ગિરાવી દીધો.

નરમ થએલા લૂંટારા બરોબર શુદ્ધિમાં આવે ત્હેને બે ત્રણ મિનિટ થઇ ગઇ; અબ્દુલ મત્ત પાડાની પેઠે બરાડા પાડવા લાગ્યો; આશ્ચર્ય પામેલી રમજાન આ ભયંકર દેખાવ જોઈ ધ્રૂજવા લાગી.

"પેગંબરની કબરના સમ!" આખરે પોતાનાં ટીચાયલા અવયવો પંપાળતો મહમ્મદ બોલી ઉઠયો, "આ કૂકડનો અમારા પણ મથાનો મજો. રમજાન! સંભાળજે અને એને આપણા સારામાં સારા ઓરડામાં રાખજે."

"એણે નક્કી સેતાનની સાથે દોસ્તી કરી હોવી જોઇએ;" સાલેદા

પોતાનું ઉતરી ગયેલું કાંડુ પાછું ઠેકાણે બેસાડતાં બબડયો.

કોઇ પણ એની સાથે કુસ્તી કરવાને ફરીથી તૈયાર થયેલું જણાયું નહિ. રાત ઘણું વધી ગઇ હતી, અથવા ખરૂં કહીએ તો સ્હવારનો પ્રકાશ જરા જરા દરિયા ઉપર કયારનો વિસ્તરવા માંડયો હતો. લૂંટારા છૂટા પડયા અને સુવાને દરેક પોત પોતાના ઓરડામાં ગયો.

---

## પ્રકરણ ૪ થું.

### ખંજર.

આ સુરતી રૂસ્તમ* ગમે તેટલો ભયંકર દેખાવનો હતો તોપણ, ત્હેને આ ટોળીના સભાસદ થયાને બહુ દિવસ થયા નહિ એટલામાં તો ત્હેના સોબતીઓ ત્હેને અત્યંત પ્રેમથી ચ્હાવા લાગ્યા. ખૂનીના ધંધાને માટે તે સ્વાભાવીક રીતેજ પોતાના મ્હોટા શારીર બળ તથા હાજર જવાબીપણું અને તર્ક બુદ્ધિના સામર્થ્યને લીધે લાયક થયેલો હતો; અને તેથી પણ તેઓ ત્હેને ચ્હાતા અને માન આપતા. અરે, રમજાનને પણ ત્હેના ઉપર કાંઇ પ્રીતિ ઉત્પન્ન થવા માંડી હતી—પણ, ખરેખર ! એ બહુજ બદ સુરત હતો.

અબદુલને જણાવવામાં આવ્યું હતું તે પ્રમાણે, મહમ્મદ આ હાનિ કારક ટોળીનો વડો હતો. તે દુષ્ટતાને સુધારાના ઉંચામાં ઉંચા શિખરે ચ્હડાવનારાઓમાંનો એક હતો, કોઇ પણ પ્રકારના ભયને ગણકારે ત્હેવો ન્હોતો, તથા ચપળ અને કાવતરાંખોર, અને મુગલાઇ મહારાજ્યના મુખ્ય દિવાનો કરતાં પણ ઓછી મનોવૃત્તિઓ—અને લાગણીઓવાળો હતો. લૂંટ અને ખૂનની કિમ્મત, જે ત્હેના સાથીઓ દરરોજ લઇ આવતા, તે હમ્મેશાં ત્હેને સોંપી દેવામાં આવતી હતી; તે દરેક માણસને ત્હેનો ભાગ આપી દેતો અને બીજાને જે ભાગ આપતો, તેના કરતાં પોતાને માટે વધારે મ્હોટો ભાગ રાખતો નહિ. ત્હેણે પરલોકમાં મોકલેલાં માણસોની સંખ્યા એટલીતો મ્હોટી હતી કે ત્હેને પણ ત્હેમની સંખ્યા સ્મૃતિમાં રહી ન્હોતી; ઘણાંનાં નામ તે ભૂલી ગયો હતોઃ પણ ત્હેનો મ્હોટામાં મ્હો-

---

* રૂસ્તમ, એ એક ઇરાની પહેલવાન હતો, જેનાં પરાક્રમોનું વર્ણન કવિ ફિર્દુસીએ પોતાના "શાહનામા" નામના કાવ્યમાં ઘણીજ ઉત્તમ રીતે કરેલું છે.

ટો આનન્દ નવરાશ-આરામના વખતોમાં, પોતાના શ્રોતાઓને પોતાનો લાક્ષણિક દાખલો જોઇ હેવીજ રીતે વર્તવાનું મન થાય એવા પરોપકારી ઇરાદાથી, આવી ખૂનરેજી ભરેલી વાતોમાંથી પોતાને જે સાંભરતી તે, કહેવામાં હતો. હેનાં શસ્ત્રો બીજાઓનાં રહેતાં હેનાથી એક જૂદાજ ઓરડામાં રાખતો, અને તે પણ તે ઓરડો ભરાઇ રહે એટલાં હતાં. હેમાં હજારો જાતનાં જૂદાં જૂદાં, મ્યાન વગરનાં તથા મ્યાન વાળાં બે-ત્રણ-અથવા ચાર ધારાં ખંજર જોવામાં આવતાં. ત્યાં બંધૂકો, પિસ્તોલો અને બીજાં નવી નવી જાતનાં હથિયારો, વિવિધ પ્રકારનાં અને જૂદી જૂદી રીતે અસર કરતાં ઝેર, અને બાવા, યાહુદી, ભીખારી, સીપાઇ, સભાસદ, અથવા માછી, જેનો વેશ ધારણ કરવાનો હોય તે ધારણ કરવામાં ઉપયોગનાં દરેક પ્રકારનાં વસ્ત્રો હમ્મેશાં રહેતાં.

એક દિવસ હેણે અબ્દુલને પોતાના શસ્ત્રાગારમાં બોલાવ્યો.

"એટલું તું લક્ષપૂર્વક સંભારી રાખજે," મહમ્મદે કહ્યું, "કે હું અત્યારથી જોઇ શકું છું તે પ્રમાણે આગળ ઉપર તું સારું નામ કહાડીશ. હેં અત્યાર સુધી અમારીજ કમાઇનો રોટલો ખાધો છે; પણ હવે હારે તે આપ મેહેનતથી પેદા કરવો જોઇએ. જો ! આ સારામાં સારા પોલાદનું ખંજર છે; હેના ઉપયોગનું મૂલ્ય હારે તસુના પ્રમાણથી લેવું જોઇએ. જો તું તે હારા નિયોજકના દુષ્મનના પેટમાં એક તસુ ખોશી દે તો હને એક રુપિયો મળવો જોઇએ; જો બે તસુ ખોશી દેતો દસ રુપિયા; જો ત્રણ તસુ ખોશી દે તો સો રુપિયા; અને જો આખું ખોશી દે તો મ્હોં માગ્યું મૂલ્ય લઇ શકે. આ વળી હેની પાસે કાચની કટાર છે; જેને તે વાગી હેનું તો નક્કી આવીજ બન્યું. જેવો તું ઘા કરે કે તરતજ હેનો છેડો ઘામાં ભાગી નાંખવો; અણિ ભાગી જઈ અંદર રહી જવાથી હેના ઉપર માંસ ફરી વળે છે અને ઘા રુઝાઇ જાય છે, પણ તે અણિ ચિતામાં સુવાડે ત્યાં સુધી તેનોતો જીવ લીધાજ કરેછે. વળી આ જો પોલું ખંજર ! હેની પોલાણમાં એક પ્રકારનું જીવલેણ વિષ છુપાવીને ખંજરની અણિથી ઘા કર્યો હોય હેમાં, એક ગુપ્ત કળને અડતાંજ તે સઘળું વિષ એકદમ ઉતારી શકાય છે. આ ખંજરો તથા કટાર લે; એ આપવાથી હું હને ઘણોજ મ્હોટો બદલો વાળી શકે અને લાખો ઘણું વ્યાજ આવી શકે એવી મુડીની બક્ષિસ કરૂંછું, એમજ માનજે."

અબ્દુલે આ વિનાશનાં યંત્રો હાથમાં લીધાં પણ તે લેતાં લેતાં

ત્હેનો હાથ સ્હેજ ધ્રૂજ્યો.

"આવાં અનુપમ સાધનો ત્હમારી પાસે હોવાને લીધે, નાણાંની કેટલી બધી મ્હોટી અસંખ્ય રકમો ત્હમે પેદા કરી શક્યા હશે!"

"હરામખોર!" મહમ્મદે બનતાં ત્હડાવી ગુસ્સાથી જવાબ દીધો, "અમારામાં લૂટફાટ તો તદ્દન અજાણીજ છે. શું તું અમને સાધારણ લૂંગારા, ચોર, વાટમાર, ઘરફાડુ અને એવા એવા બીજા હલકી જાતના લુચ્ચાઓની સાથે સરખાવે છે?"

"કદાચ હું ત્હમને ત્હેમનાથી પણ વધારે ખરાબ કહું એમ તું ધારતો હોઇશ; કારણ કે, જો સાચું પુછો તો, મહમ્મદ! એ જાતના લુચ્ચાઓ તો ફક્ત પૈસા અથવા માલ જેવી ફરીથી મેળવી શકાય એવી વસ્તુઓજ લઇ લેવામાં સંતોષ માને છે; પણ આપણે બીજાઓ પાસેથી જે રત્ન લઇ લઇએ છીએ, તે મનુષ્યને એકજવાર મળે છે, અને એકવાર ખોવાયું તો ફરીથી મળી શકતું નથી. ત્યારે આપણે ત્હેમના કરતાં પણ હજારો ઘણી વધારે ખરાબ લૂંટ કરનારા નહિ ?"

"મક્કાની પવિત્ર મસ્જીદના સમ! અબ્દુલ! મ્હને લાગે છે કે તું તો અત્યારે બોધ દેવા બેઠો છે."

"સાંભળ, મહમ્મદ! કેયામતને દિવસ* ચોર વધારે ગુન્હેગાર ગણાશે કે ખૂની, તે વિષે તું શું ધારે છે?."

"હા! હા! હા!" મહમ્મદ ખડખડાટ હશી પડયો.

" તું એમ ન ધારીશ કે અબદુલ કાંઇ ઓછી હિમ્મત અથવા ઓછો નિશ્ચય હોવાને લીધે આમ બોલે છે. ફકત એક શબ્દજ બોલ અને પછી જો કે એક ક્ષણમાં ખંભાતની અડધી રાજસભાને ઠાર મારી નાંખું છું કે નહિ; પણ......"

---

*મુસલમાન તથા ખ્રિસ્તીઓ 'પુનર્જન્મ,માં માનતા નથી અને તેઓ કહે છે કે કેયામતને દિવસે ( Day of Judgment ) ઇશ્વર સઘળાં મરી ગયેલાં માણસોનો ઇન્સાફ કરશે; અને જેની જેવી કરણી તે પ્રમાણે ત્હેને ઇનામ અથવા શિક્ષા આપશે. આ મત પ્રમાણે જોતાં આ ક્ષણિક જીવનમાં કરેલાં પાપ અથવા પુણ્યની શિક્ષા અથવા ઇનામ અનન્ત કાળ સુધી મળવાનું; અને એથી મનુષ્યોને ઘણીજ વધારે સાવચેતી રાખવાની જરૂર રહે છે.

"મૂર્ખા! સાંભળ, સદ્‌ગુણ અને દુર્ગુણની જૂની થઇ ગયેલી છોકરમત વાતો ઉપર વિશ્વાસ રાખનારાઓથી ખૂની ઘણોજ ઉચ્ચ પદે હોવો જોઇએ. સદ્‌ગુણ શું છે? દુર્ગુણ શું છે! રાજ્ય, રિવાજ, રીતભાત, અને જ્ઞાનને લીધે પવિત્ર મનાયલા નિયમો. હવે મનુષ્યો જે વસ્તુને એક વખત માનને પાત્ર બનાવી શકે તેજ વસ્તુને તેઓ પોતાની ઇચ્છા હોય તો અયોગ્ય પણ કેમ ન ગણી શકે? જો અહિંની રાજ્યસભાએ માણસોને ખંભાતના રાજ્યતંત્ર વિષે ખુલ્લી રીતે અભિપ્રાય આપતાં અટકાવ્યા નહોત તો આવા મત સ્વાતંત્ર રીત્યે પ્રકાશિત કરવામાં કાંઇજ ખોટું ન ગણાત અને આજ જેને બધાં માણસો ગુન્હા તરીકે ધારે છે હેને તેનાં તેજ માણસો આવતી કાલે સ્વીકારયોગ્ય અને શ્લાઘ્ય ધારત. તેથી આજ પછી એવા નકામા વ્હેમને તારા મગજમાં પેસવા દેતોજ નહિ. આપણે પણ નવાબ અને તેની રાજસભાના સભાસદોના જેવાજ મનુષ્યો છીએ, અને આપણામાં પણ સારા અને ખોટા વિષેના નિયમો ઘડી કહાડવાની, શું સારૂં કહેવાય અને શું ખોટું કહેવાય તે વિષે નિર્ણય કરવાની, તથા ફલાણાને સદ્‌ગુણ કહેવો અને ફલાણાને દુર્ગુણ કહેવો, એ ઠરાવવાની, હેમના જેટલીજ બુદ્ધિ છે."

અબદુલ હસ્યો,—અને મહમ્મદે વધારે ઉત્સાહથી આગળ બોલવા માંડયું.

"કદાચ તું મ્હને કહીશ કે આપણો ધંધો નિંદ્ય છે, પણ ત્યારે 'માન' એ વસ્તુજ શું છે? તે ફકત શબ્દ છે, ખાલી અવાજ માત્ર છે, અને કલ્પનાએ ઉભું કરેલું હવાઈ પૂતળું છે. કોઇ ધોરી રસ્તા ઉપર જઇ કોઈને પુછ, કે 'માન' શી વસ્તુમાં રહેલું છે?—કંજુસ ત્હને એમજ કહેશે કે 'પૈસો એકઠો કરવામાં–રુપિયાની થેલીઓને થેલીઓના ઢગલાઓનો સંગ્રહ કરવામાં. 'ના. ના'. કોઇ સ્ત્રી લંપટ–વિષયી ત્હને જવાબ દેશે, 'ખરેખરૂં માનતો દરેક સુંદર યૌવનાના પ્રિયતમ થવામાં અને દરેક સદ્‌ગુણી સ્ત્રીનો સદ્‌ગુણ તોડાવવામાંજ રહેલું છે' 'કેટલી મ્હોટી ભૂલ!' શૂરવીર સરદાર વચમાં બોલી ઉઠશે, 'શહેરો જીતવાથી, લશ્કરો નાશ કરવાથી અને આખા પ્રાન્તોના પ્રાન્તો નાશ કરવાથીજ ખરૂં માન મેળવાય છે' વિદ્વાન્ પોતે પુસ્તકોનાં જેટલાં વધારે પાનાં વાંચ્યાં અથવા લખ્યાં, તેટલું વધારે માન મેળવ્યું સમજે છે; કંસારો હેણે જેટલાં વાસણ ઘડયાં અથવા સમાં કર્યાં તેટલું માન મેળવ્યું ધારે છે; તપસ્વિની સ્ત્રી પોતે જેટલાં સુ-

સ્કાર્યે કર્યાં અથવા કુકર્મો ન કર્યાં એટલું વધારે માન મેળવ્યું ધારે છે; અને નખરાંખોર સ્ત્રી પોતાના આશકોની સંખ્યામાં તથા નવાબ પોતાના રાજ્યના વિસ્તારમાં, પોત પોતાનું માન સમજે છે; આ પ્રમાણે, મારા દોસ્ત! દરેક મનુષ્ય બીજાઓના ધારવા કરતાં જૂદીજ વસ્તુમાં માન છે એમ સમજે છે. આમ છે તો ખૂનીએ, પોતાના હુન્નરની સંપૂર્ણતામાં, અને દુશ્મનના હૃદયમાં વગર ચૂકે ખંજર ખોશી ઘાલતાં શીખવામાં, માન છે એમ શા માટે ન ધારવું જોઇએ?"

"મ્હારા જીવના સમ, મહમ્મદ! ત્હેં ખૂનીનો ધંધો સ્વીકાર્યો એ બહુજ ખોટું કર્યું; લોકોએ ખરેખર એક ઉત્તમ ફિલસુફ ખોયો છે."

"હેં, ત્હને એમ લાગે છે?—ખરી વાત તો આ છે, અબદુલ! હું એક કાઝીને ઘેર ભણતાં શીખ્યો હતો; મ્હારો બાપ અહમદાબાદનો એક સારો દરજ્જાવાળો મોલવી હતો અને મ્હારી મા જે પોતાની નીતિ અને દયાને માટે બહુજ વખણાતી તે અજમેરના કાઝીની છોકરી હતી. તેથી હું અભ્યાસ સારો કરીશ અને ત્હેમાં ઠીક નીકળી આવીશ, એમ બધાંને મ્હારે માટે આશા રહેતી હતી; મ્હારો બાપ જે બહુ ભલો માણસ હતો ત્હેનોતો વળી મ્હને મોલવી બનાવવાનો પણ ઘણોજ આગ્રહ હતો. પણ મ્હેં થોડા વખતના અનુભવથીજ જાણી લીધું કે મ્હારી કજીયા દલાલના ધંધામાં બહુ હુંશીયારી છે. મ્હેં મ્હારી બુદ્ધિએ સુચવેલો ધંધો ગ્રહણ કર્યો; પણ હજી મ્હારો અભ્યાસ નક્કામો ગયો નથી, કારણ કે મ્હારા પોતાના વિચારે ઉત્પન્ન કરેલાં હવાઇ ભૂતથી બ્હીવરાવવા કરતાં વધારે સારી ફિલસુફી ત્હેણે મ્હને શીખવી છે. મ્હારા મિત્ર! મ્હારા દાખલા પ્રમાણે ચાલ અને તેથી નિઃસંશય સુખી થયા વિના રહીશ નહિ."

તેઓ બંને ઉઠયા અને પોત પોતાને સ્થાનકે જઈ નિદ્રાગ્રસ્ત થયા.

---

## પ્રકરણ ૫ મું.

### એકાન્ત.

અબ્દુલને ખંભાતમાં આવ્યે આશરે છ અઠવાડિયાં થઇ ગયાં હતાં, અને હજી પણ, જોઇએ ત્હેવી યોગ્ય તક નહિ મળવાથી અથવા વૃત્તિ નહિ હોય તેથી ત્હેણે પોતાનાં ખંજરો મ્યાનમાંજ રહેવા દીધાં હતાં. આમ થવાનું કાંઇક કારણ, ત્હેની હજી શહેરની ગલી કુંચીઓ તથા આડા

અત્રેના છુપા રસ્તાઓ વિષેની અજ્ઞાનતાને લીધે પણ હતું; અને કાંઈક કારણ એ પણ હતું કે, પોતાના ઘાતકી ઇરાદાઓ પાર પાડવાને બીજાની મદદ શોધતો હોય એવો આહક હેને હજી મળ્યો ન્હોતો.

આવી કામની તંગી હેને ઘણીજ કંટાળા ભરેલી લાગતી; હેને કામ કરવાનો ઘણોજ ઉત્સાહ હતો, પરન્તુ આળસમાં પડી રહેવું પડતું હતું.

ચિંતાશીલ હૃદયથી તે ખંભાતમાં ભટકતો અને એકેકે પગલે એકેકો નિસાસો નાંખતો. તે જાહેર જગાઓમાં, વીશીઓમાં, બગીચાઓમાં, તથા આનન્દ મેળવી શકાય એવે દરેક સ્થળે જતો. પણ કોઈ જગોએ તે શોધતો તે—શાન્તિ હેને અપ્રાપ્યજ રહેતી.

એક દિવસ તે ખંભાતની પાસેની એક ઘણીજ સુન્દર ટેકરી ઉપર આવેલા એક સાર્વજનિક બાગની પણ પેલી પાસ આથડતો આથડતો ગયો; તે અનુપમ કુંજો અને સુરમ્ય વિલાસભુવનોની પણ પેલી તરફ ગયો અને દરિયા કિનારે બેદરકારીથી જઇને પડયો; રુપેરિ ચાંદનીમાં રમતા સમુદ્ર તરંગો હેના હૃદયને ઘણાજ આનન્દન લાગ્યા.

"ચાર વર્ષ ઉપર" તે એક નિસાસો મૂકી બોલવા લાગ્યો, "એક આવી દિવ્ય સન્ધ્યાને વખતે મ્હેં અમીનાના મૃદુ ગાલ ઉપર પ્હેલીજવાર ચુંબન લીધું હતું, અને અમીના મ્હને ચ્હાતી હતી તે પણ હેના મ્હોંથી તેજ વખતે સાંભળ્યું હતું."

તે બોલતો બંધ થયો, અને હેનાં હૃદય ચક્ષુઓ આગળ ખડા થતાં શોકમય પુનઃસ્મૃતિનાં ચિત્રોમાં હેવું મન આકર્ષાઇ ગયું.

હેની આસપાસ દરેક વસ્તુ કેવી શાન્ત અને સુનકાર ભરેલી હતી! લીલી લીલી ઘાસમાં રમતા બાલઅનીલનો સ્વર પણ સંભળાતો ન્હોતો; અને દરિયાનાં મોજાં જાણે હેને ખાતરજ ચૂપ થયાં હોયની, એમ શાન્તિમાં, ગુપચુપ રમ્યાં કરતાં હતાં. પણ અબ્દુલના હૃદયમાં એક મ્હોટું તોફાન જોરથી ફૂંકાયા કરતું હતું.

"ચાર વર્ષ ઉપર મ્હને સ્વપ્ન પણ નહિ હતું કે એવો વખત પણ આવશે, જ્યારે મ્હારે ખંભાતમાં એક ખૂનીનો ધંધો સ્વીકારવો પડશે! અરે, મ્હારા યૌવનના સુખી દિવસોમાં મ્હારા ઉપર સ્મિત કરતાં આનન્દનાં જાગૃત સ્વપ્નો, કીર્તિ મેળવવાની યોજનાઓ, અને સુનેરી આશાઓ, એ સર્વ ક્યાં ઉડી ગયાં? હું હાલતો એક ખૂની છું; હેના કરતાં ભીખારી થવું પણ ઘણે અંશે ઉત્તમ છે.

"જ્યારે મ્હારા ભલા વૃદ્ધ પિતાજી મ્હારા શરીરની આસપાસ બંને હાથ નાંખીને મ્હને છાતી સરસો દબાવી, ચુંબન કરતા અને પિતૃ ગર્વથી 'મ્હારા વ્હાલા પુત્ર! તું એક દિવસ પરવીઝ એ નામ જગ પ્રસિદ્ધ અને કીર્તિવન્ત કરવાનેજ સરજાયલો છે, એમ કહેતા ત્યારે ઓ ખુદા! મ્હારૂં લોહી કેટલું ઉછળતું? મ્હેં ભવિષ્યમાં કરવાનાં ઉન્નત કામો વિષે શું શું ધાર્યું ન્હોતું?—શી શી લાગણીઓ રાખી ન્હોતી? તે પિતાજી હાલ બેહસ્તમાં* છે, અને તેજ પુત્ર હાલ ખંભાતનો એક ખૂની છે! મ્હારા શિક્ષા ગુરુઓ મ્હને હમ્મેશાં વખાણતા અને મ્હારી બુદ્ધિનો પ્રભાવ જોઈ આશ્ચર્ય પામતા; અને વખતે તો તેઓ પોતાના હર્ષના ઉત્સાહમાં એટલા બધા ખેંચાઈ જતા કે મ્હારો વાંસો ઠોકીને બોલી ઉઠતા કે 'અમીર! તું એક દિવસ પરવીઝ નામને અમર કરીશ અને ત્હારી સાતે પેઢી ઉદ્ધારીશ' હા! તે મધુરતરંગની શુભી ઘડીઓમાં ભવિષ્ય કેવાં સુન્દર અને પ્રકાશિત સ્વરૂપ ધારણ કરી નજર આગળ ખડું થતું? જ્યારે કોઈ ઉત્તમ સત્કાર્ય કરીને આનંદથી વિજયી થઈ ઘેર આવતો, અને જ્યારે અમીના આ ક્ષુદ્ર શરીરને પોતાના સૌવર્ણ કરસંપુટમાં અનુપમ પ્રેમથી સ્વીકારી લેતી ત્યારે કેવી દિવ્ય પળ દૃશ્યમાન થતી? અને જ્યારે તે મ્હને છાતી સરસો ચાંપી કહેતી કે 'મહાન્ પરવીઝના ઉપર પ્રેમ કોને આવ્યા વિના રહે?' ત્યારે,...નસીબ! ખુદા! ઓ ભુતકાળનાં સ્વપ્નાં! ત્હમે હવે એકદમ ઉડી જાઓ; ત્હમારી સ્હેજ સ્મૃતિ પણ મ્હને ગાંડો બનાવી મુકે છે."

તે પાછો શાન્ત થયો! ત્હેણે ગુસ્સાથી પોતાનો હોઠ કરડવા માંડ્યો, આકાશ તરફ એક હાથ ઉંચો કર્યો, અને બીજા હાથથી કપાળ કુટયું.

"એક ખુની.....બાયલા અને હરામખોરોનો ગુલામ.....દુનિયામાં જોવામાં આવતા લુચ્ચામાં લુચ્ચા બદમાશોનો સોબતી.....મહાન્ પરવીઝની હાલ આ દશા થઈ છે! છી:! ધિક્કાર છે ત્હેના ઉપર! અને હજુ પણ નિર્દય ભાવિ મ્હને ત્હેવીને ત્હેવી સ્થિતિમાં બાંધી રાખે છે." તે કેટલોક વિચાર કર્યા પછી એકદમ જમીન ઉપરથી કૂદકો મારી ઉભો થયો અને ત્હેની આંખો કોઈ નવાજ પ્રકારના તેજથી પ્રકાશવા લાગી. ત્હેનો ચ્હેરો બદલાઈ ગયો હતો; અને ત્હેનો શ્વાસ હાલ ધીમે ચાલતો હતો.

"હા! ઇશ્વરના સમ, હા! અમીર પરવીઝ ગમે તેટલો મ્હોટો હતો,

* સ્વર્ગ.

તોપણ ત્હેવું તો હાલ મ્હારાથી થઈ શકાય તેમ નથી. પણ મ્હને **ખંભા**તના **ખૂની** તરીકે મ્હોટો થતાં, શું આડે આવી શકે તેમ છે? પવિત્ર સુખી **આત્**માઓ! તે આકાશની તરફ બે હાથ જોડી, ઘુંટણીએ પડી, ખરેખરા ગંભીર સોગન લેતો હોય તેમ બોલી ઉઠયો, "મ્હારા પિતાજીના **આત્**મા! મ્હારી **અ**મીનાના **આત્**મા! હું ત્હમારો થઈ, ત્હમને નાલાશી લાગે એવું કામ કદી પણ કરવાનોજ નથી. હું અહિં સોગન લઉંછું ત્યાં જો ત્હમારા **આત્**માઓ આવી શકતા હોયતો, આ હું સોગન લઉંછું તે સાંભળો, કે **ખૂની** કોઇ દીવસ પોતાની ઉત્પત્તિ ધિક્કારાય એવું કદી પણ કરવાનો નથી; અને ત્હમને દુઃખાર્ત્ત અંતકાલ સમયે જે આશાઓએ શાન્તિ પમાડી હતી તે નિષ્ફળ જાય એવું પણ કદી કરવાનો નથી. ના! જ્યાં સુધી હું જીવુંછું ત્યાં સુધીતો આ દુષ્ટ ધંધામાં હું એકજ રહીશ અને મ્હારૂં નામ, જે મ્હારાં કૃત્યોથી કીર્તિવાન્ થયેલું હશે ત્હેની તરફ **ભ**વિષ્યની પ્રજાઓને પણ માનની દૃષ્ટિથી જોવાની ફરજ પડશે."

ત્હેણે પોતાનું માથું જમીનને અડયું ત્યાં સુધી નીચું નમાવ્યું **અને** આંસુની નદીઓ ત્હેની આંખમાંથી વહીને નીચેની શુષ્ક ભૂમિની તૃષાને તૃપ્ત કરવા લાગી; ત્હેનું હૃદય મહાન્ વિચારો તથા આશાઓથી ભરાઇ ગયું: તે એવા એવા વિચિત્ર ઇરાદાઓ **અને** તરંગોમાં ચાલ્યો ગયો કે આખરે ત્હેનું મગજ પણ ગુંચવાઇ ગયેલું જણાયું; અને એકાદ બીજો કલાક જમીન ઉપર એઠાં એઠાં વિચારો કર્યા પછી તે ત્હેમને પરિપૂર્ણ કરવાના ઇરાદાથી ઉઠી ઉભો થયો.

"હું મનુષ્ય જાતિની સામે પાંચ **દુષ્ટ** ગળાં કાતરૂઓની સાથે કોઈ પણ પ્રકારના કરાર—અથવા એક સંપમાં ઉતરવા માગતો નથી. હું એકલોજ આખા રાજ્યને ધ્રુજાવીશ અને આઠ દિવસ થયા નહિ હોય એટલામાં તો **તે** સઘળા દુરાત્માઓ ફાંશીને લાકડે લટકશે. ખંભાતમાં **પાંચ** લૂટારા હવે રહેવાના નથી; **એક**—ફક્ત **એકજ** આ શહેરમાં રહેશે અને **તેજ એકલો નવાબ**ને પણ ગણકારશે નહિ, ખરા અને ખોટાનો ન્યાય કરશે, અને પોતાના અભિપ્રાય પ્રમાણે, ઇનામ આપશે અને સજા કરશે. આઠ દિવસ ગયા નહિ હોય એટલામાંતો આખું રાજ્ય આ મનુષ્યજાતિમાંથી દેશાનકાલ થયેલા નરાધમોની હાજરીમાંથી મુક્ત થશે અને **હું એકલોજ** અહિં રહીશ! પછી **ખંભાત**નો દરેક બદમાશ, જે મારા સાથીઓની કટારોને કામમાંને કામમાં વપરાયલી રાખે છે, ત્હેને **મ્હારી પાસેજ** આવવું પડશે;

અને પછી, જે સઘળા શ્રીમાન્ રખડેલાની સાથે **મહમ્મદ** અને હેના સોબતીઓ ઘાતકી વ્યવહાર ચલાવે છે, હેમનાં નામ મ્હને જણાશે; **અને** પછી....**અબદુલ**! **અબદુલ**! ફક્ત **એકજ** નામ! **ખંભાત** સાંભળ અને ધ્રુજ!"

પોતાની આશાઓના આના અસીમ સ્વરૂપથી મત્ત થયેલો, **અબદુલ** તે સ્થળેથી દોડયો; એક ગાડીને બોલાવીને હોડીમાં બેઠો અને **રમજાનના** ઘર ભણી ગયો, જ્યાં લૂંટારા ક્યારનાયે શાન્ત નિદ્રાના સુખકર આલિંગનમાં લીન થયા હતા.

---

## પ્રકરણ ૬ હું.

## ગુલબદન, નવાબની મનોહર ભત્રીજી.

"સાંભળ, દોસ્ત!" બીજા દિવસના સ્હવારમાં ઉઠયા પછી **મહમ્મદે** **અબદુલને** કહ્યું, આજ ત્હારે આપણા ધંધામાં પ્હેલું પગલું ભરવાનું છે."

"આજ?" **અબદુલ** ગભરાતો બોલી ઉઠયો, "ત્હારી ચાલાકી મ્હારે કોના ઉપર બતાવવાની છે!"

"ખરૂં પુછે તો, તે એક નાજુક સુંદરી ઉપર છે; પણ નવા શિખાઉને પ્હેલુંજ અઘરૂં કામ ન સોપાવું જોઇએ," **મહમ્મદે** હસતે મ્હોંયે કહ્યું, "અને. તું ત્હારા આ પ્રથમ પ્રયત્નમાં કેટલી હુંશિયારીથી વર્ત્તે **છે** તે જોવા ને હું પણ ત્હારી સાથેજ આવીશ"

"હેં?' **અબદુલ** બબડયો, અને **મહમ્મદ** સામું હેણે નખથી તે શિખાસુધી અનિમેષ દૃષ્ટિથી જોયા કર્યું.

"આજ સાંજે ચાર વાગે તું શહેરની દક્ષિણ બાજુએ **આફતાબી**-બાગ આવેલો છે, ત્યાં મ્હારી સાથે આવજે. આપણે જવાનાતો વેશ બદલીને જતો. આ બાગમાં કેટલીક રમણીય જગોએ બહુ સારાં હમામખાનાં આવેલાં છે, તે હમામખાનાંમાં ન્હાયા પછી, **નવાબની** ભત્રીજી **દીવની*** સુન્દર **ગુલબદન** બેગમ, કોઇપણ માણસ સાથે રાખ્યા શિવાય, ઘણીવાર એકલી બાગમાં ફરવા નીકળે છે. અને તે વખત.. સમજ્યોને?"

"અને તું તો મ્હારી સાથે આવીશજને?"

---

* ગુલબદનનો બાપ પોતાના મૃત્યુ પ્હેલાં **દીવ** બેટનો સરદાર હતો, અને તેથી હેની પુત્રી માનને ખાતર હજુપણ **દીવની** બેગમ ગણાતી.

"હા. આ ત્હારું પ્રથમ સાહસ જોવાને હું પાસેજ રહીશ, હું દરેક નવા માણસની સાથે એજ પ્રમાણે વર્તું છું."

"મ્હારે ખંજર કેટલાં તસુ ઉંડું ખોશી દેવું ?"

"છેક હાથા સુધી મ્હારા બચ્ચા ! છેક હાથા સુધી !—ત્હેના મોતની જરૂર છે, અને આપણને બદલો પણ રાજયોગ્ય-નવાબીજ મળશે. ગુલબદન કબરમાં સુતી કે આપણે જીંદગી લગી કમાવાનું રહેશે નહિ."

આ બાબતને લગતા દરેક વિષયનો નિર્ણય કરવામાં આવ્યો. મધ્યાહ્ન પણ થઇ ગયા અને આશરે ચારેક વાગ્યાનો સમય થયો કે તે બંને જણ બ્હાર નીકળી પડયા જ્યારે તેઓ અમ્રુતાબી બાગ આગળ આવી પ્હોચ્યા ત્યારે ત્યાં લોકોની નિત્ય કરતાં પણ વધારે ગર્દી થયેલી જોઇ. દરેક છાંયડા વાળો રસ્તો પુરૂષો તથા સ્ત્રીઓથી * ભરપૂર હતો. બાગની અંદરની દરેક કુંજ ખંભાતનાં ઉત્તમોત્તમ કુટુમ્બોથી પરિપૂર્ણ હતી. ઠેકાણે ઠેકાણે સ્નેહી મંડળો મીઠા પવનની ઝીણી લહરિઓમાં વિશ્રાન્ત થતાં હતાં; અને ચારે તરફથી ચાલ્યા આવતા સંગીત તથા વાદ્યના નાના પ્રકારના મિશ્રિતસૂર ત્હેમનાં આર્દ્ર થયેલાં હૃદયોમાં એક નવાજ પ્રકારના આનન્દના અંકુર પ્રકટ કરતા હતા.

અબદુલ લોકનાં ટોળાંઓમાં ભળી ગયો. એક ગૃહસ્થાઇ બતાવતી વાળની ટોપીએ ત્હેનો કંટાળો ઉપજાવે એવો ચ્હેરો છુપાવ્યો હતો; ત્હેણે સંધીવાથી પીડાતા એક વૃદ્ધ પુરુષની ચાલ અને રીતભાત ધારણ કરી હતી અને ત્યાંનાં એકઠાં થયેલાં મંડળોમાંથી લાકડીનો ટેકો દઇ ધીમે ધીમે ચાલતો હતો. ત્હેનો ઝબ્બો તથા પોશાક ઘણો કીમતી હોવાથી સઘળે ઠેકાણે લોકો ત્હેનું સારૂં સન્માન કરતા અને બાહ્ય દેખાવ ઉપરથી રાજ્યના વ્યાપાર, નવાબના દુશ્મનોના ઇરાદાઓ, તથા બીજી જુદી જુદી જાતની પરચુરણ બાબતો સંબંધી કોઇ પણ મનુષ્ય ત્હેની સાથે વાત કરતાં ખંચકાતું ન્હોતું. અબદુલ પણ આમાના કોઇ પણ વિષય ઉપર વાત કર-

---

* અહિં સ્ત્રીઓને આવેલી જોઇ, આપણા જેવા મુસલમાન કોમની સુંદરીઓને જનાનામાંજ જોનારાને આશ્ચર્ય લાગે એ સંભવિત છે; પણ મધ્યકાળની શરૂઆતના ઇતિહાસમાં એક એવો પણ વખત હતો કે જ્યારે મુસલમાન સ્ત્રીઓ પણ હિન્દુઓની જેટલીજ છૂટથી બ્હાર ફરતી એટલુંજ નહિ, પણ તેઓ રાજ્યકાજમાં પણ ભાગ લેતાં ખંચકાતી ન્હોતી.

વામાં પાછો હઠે તેમ ન્હોતો.

આવી રીત્યે ત્હેણે ગુલબદન બાગના કીયા ભાગમાં હતી, ત્હેણે કેવો પોશાક પ્હેરેલો હતો, અને તે કેઈ જગોએ મળવાનો સંભવ હતો, તે સર્વે વિષે સત્વર ખબર મેળવી.

પછી ત્હેણે તે તરફ ધીમે જવા માંડયું અને મહમ્મદ પણ ત્હેની પાછળ પાછળ સંતાતો ચાલ્યો.

એકલી, અને એક ખુણામાં આવેલી નિર્જન કુંજમાં દીવના બેગમ અને ખંભાતની સુન્દરીઓમાં અનુપમ સૌંદર્યવાળી મનોહરા, ગુલબદન શાન્તિમાં બેઠી હતી.

અબદુલ તે કુંજ પાસે આવ્યો; ત્હેના પ્રવેશ માર્ગ પાસે પ્હોચ્યો કે જાણે એકાએક કાંઈ માંદો થઇ ગયો હોયની એમ ધ્રૂજવા લાગ્યો, અને તેથી ગુલબદનનું ધ્યાન ખેંચાયું.

"ઓ ખુદા! ઓ તકદીર!" તે બોલી ઉઠયો, "અહિં એવું કોઇ પાસે નથી કે જે આ ઘરડા માણુસના ઉપર દયા લાવે?"

નવાબના ખુબસુરત ભત્રીજી કુંજમાંથી તરત બ્હાર આવી અને તે દુઃખ પામતા વૃદ્ધ પુરુષને સહાય કરવા દોડી.

"બાવાજી! તહમને શું થાય છે?" દયાર્દ્ર અંતઃકરણથી થયેલી ચિન્તાતુર મુખાકૃતિથી, ત્હેણે મધુર સ્વરમાં પુછ્યું.

અબદુલે પાસેની કુંજ આંગળીથી બતાવી, જ્યાં ગુલબદન ત્હેને ધીમે ધીમે લઇ ગઇ અને એક સુંવાળી બેઠક ઉપર બેસાડયો.

"બાઇ સાહેબ! ખુદા તહમારું કલ્યાણ કરો!" ધ્રૂજતે અવાજે અબદુલે કહ્યું; ત્હેણે પોતાની આંખો ઉંચી કરી; ત્હેની તથા ગુલબદનની આંખો મળી, અને એક ગુલાબી યૌવન પુષ્પ ત્હેના ગાલ ઉપર ખીલતું અબદુલની નજરે પડયું.

ગુલબદન, આ ગુમ ખૂનીની પાસે ચુપચુપ ઉભી રહી; અને તે વૃદ્ધ પુરુષના દરદને માટે હેતાળ સ્વભાવને લીધે મનમાં ફિકર કર્યા કરતી હતી. અહા! સુન્દરી! ત્હારું માયાળુ અંતઃકરણ પુરુષ દૃષ્ટિએ પડતા ચ્હેરાને કેટલો બધો વધારે મનોહર બનાવે છે? ત્હેણે પોતાનું ખૂન કરવાને આવેલા દુષ્ટ ઉપર પોતાનું શરીર વાળી, મીઠા અને મૃદુ શબ્દોમાં ત્હેને પુછ્યું," બાવાજી! હજી તહમને ઠીક થયું નથી?"

"ઠીક!" તે દર્ગા કરનારે ધીમે, લથડતા અવાજથી જવાબ દીધો, "ઠીક? અરે! હા. હા. હવે કાંઇક ઠીક છે. ત્હમે—ત્હમે તો નવાબસાહેબનાં ભત્રીજી હશો? દીવનાં અમીરજાદી ગુલબદન બેગમ?"

"હા, એજ."

"અરે, બેગમ સાહેબ!—મ્હારે ત્હમને કાંઇક કહેવાનું છે—ત્હમે ત્હમારી જાત સંભાળજો—ચમકશો નહિ—મ્હારે જે કહેવાનું છે તે ઘણુંજ અગત્યનું છે અને ત્હેમાં બહુજ સંભાળીને, ડહાપણથી કામ લેવાનું છે. અરે! ખુદા! દુનિયાંમાં એવા પણ ક્રૂર, ઘાતકી માણસો હોય છે—બાનુ! ત્હમારી જીંદગી જોખમમાં છે."

તે યૌવના એકદમ ચમકી, પાછી હઠી; ત્હેના ગાલ ઉપરથી રંગ ઉડી ગયો, અને મુખાકૃતિ મૃત્યુના સપાટામાં આવી ગઈ હોય એમ સફેત થઇ ગઇ.

"ત્હમારું ખૂન કરવાનો ઇરાદો રાખનાર માણસને ત્હમારે જોવો છે? ત્હમારો વાંકો વાળ પણ નહિ થાય, પણ જો જીવવાની ઇચ્છા હોયતો મુંગાં રહેજો."

ગુલબદનને પોતાને શું કરવું તે કાંઇ સૂઝયું નહિ; તે વૃદ્ધ પુરુષની હવે ત્હેને બ્હીક લાગવા માંડી.

"બેગમ સાહેબ! ડરશો નહિ; હું ત્હમારી પાસે છું ત્યાં સુધી ત્હમારે કાંઈ પણ બ્હીવાનું નથી;—અને ત્હમે અહીંથી જાઓ તે પ્હેલાંતો ત્હમારું ખૂન કરવા ઇચ્છનારને ત્હમે ત્હમારા પગ આગળ મડદું થઇ પડેલો જોશો."

ગુલબદને ન્હાશી જતી હોય તેમ પગલું ભરવા માંડયું; પણ એવામાં એકદમ ત્હેણે પોતાની પાસે બેઠેલા માંદા, ઘરડા માણસને બદલાઇ ગયેલો જોયો. જેને ક્ષણેક ઉપર થોડાં વાક્યો બોલતાં પણ બહુ શ્રમ લેવો પડતો હતો, અને જે પાંદડાની પેઠે ધ્રૂજતો બેઠક ઉપર પડી રહ્યો હતો, તે એક રાક્ષસના જોરથી કુદી ઉઠયો અને ત્હેને એક હાથ પકડી પાછી ખેંચી લીધી.

"ખુદાને ખાતર!" તે બોલી ઉઠી, "ઈશ્વરને માટે મ્હને છોડી દો! મ્હને જવા દો!"

"બાનુ! જરા બ્હીશો નહિ; હું ત્હમરા રક્ષણ કરૂં છું." એમ ક-

ડી અબદુલે પોતાના ઓઠથી એક સીસોટી વગાડી તીણો અવાજ કુહાડયો.

પાસેના એક ઝાડોના ઝુંડમાં સંતાયલો મહમ્મદ એકદમ બ્હાર નીકળી આવ્યો અને તે કુંજમાં પેઠો.

અબદુલે ગુલબદનને એક બેઠક ઉપર બેસાડી દીધી અને મહમ્મદને મળવા જતો હોય એમ ત્હેની સામો જઈ ત્હેના હૃદયમાં હાથમાંનું ખંજર એકદમ ખોશી દીધું.

એક સ્વર પણ કુહાડયા શિવાય તે લૂંટાઓનો સરદાર અબદુલના પગ આગળ પડયો. જરાવારમાં ત્હેના ગળામાંથી મોતનો ઘરેડો સંભળાવા લાગ્યો અને થોડાક કમકમાટી ઉપજાવે એવા આચકા ખાધા પછી ત્હેનો પ્રાણ કરેલાં કૃત્યોનો જવાબ આપવાને પોતાના કર્ત્તાની હજુરમાં ચાલ્યો ગયો.

હવે મહમ્મદના જીવ લેનારે બીજી તરફ દૃષ્ટિ ફેરવી અને ગુલબદનને અર્દ્ધ મૂર્છિત સ્થિતિમાં બેઠક ઉપર પડી રહેલી ત્હેણે જોઇ. "સુન્દર ગુલબદન ! ત્હમારી જીંદગી બચી ગઇ;" ત્હેણે કહ્યું "જે દુષ્ટ મ્હને ત્હમારૂં ખૂન કરવાના ઇરાદાથી અહિં લાવ્યો હતો તે લોહી લુવાણ આ પડયો. હવે ત્હમે શાન્ત–સ્વસ્થ થાઓ; ત્હમારા કાકા, નવાબની પાસે જાઓ અને ત્હેને કુહેજો કે આજે ત્હમે જીવો છો તે અબદુલને લીધેજ !"

ગુલબદન બોલી શકી નહિ. ધ્રૂજતે ધ્રૂજતે ત્હેણે પોતાના હાથ ત્હેના તરફ લંબાવ્યા, ત્હેનો હાથ લીધો, અને હૃદયની મૌન ઉપકારની વૃત્તિથી તે પોતાને ઓઠે દાબ્યો.

આ દુઃખાર્ત્ત હૃદયની મનોહર યૌવના તરફ અબદુલ સાનંદાશ્ચર્યથી જોઇજ રહ્યો; અને એવી સ્થિતિમાં આવું સુન્દરતાનું અમીમય ઝરણું કોના હૃદયમાં પોતાના દર્શનની પિપાસા ઉત્પન્ન નહિ કરે ? ગુલબદન સત્તરેક વર્ષની થઈ હતી; ત્હેના નાજુક અને આનન્દન અવયવો, એક આછું ઝીણું શ્વેત વસ્ત્ર, જે ત્હેના શરીરની આસપાસ અનેક કરચોલીઓમાં વીંટાયલું હતું, ત્હેમાંથી, ધુમ્મસમાંથી પ્રકાશતા પૂર્ણ ચન્દ્રની પેઠે લલિત રમ્યતામાં દેખાયા કરતા હતા. ત્હેની મૃદુ સુન્દર આંખો, જેમાંથી દિવ્ય નિર્મળતાનો પ્રકાશ દ્રવતો હતો. હસ્તીદંત જેવું શ્વેત વિશાળ કપાળ, જયાં કાળા ચળકતા વાળની લટો રમતી હતી; ગુલાબી ગાલ, જ્યાંથી એક પ્રફુલ્લિત ગુલાબને ભીતિચોરી ગઇ હતી; અને પરવાળાં જેવા ઓઠ, જેમાંથી દાડમની કળિયો જેવા દાંત તે બોલતી અથવા હસતી તે વખત ડોકિયાં કર્યા કરતા

હતા;–આવા આવા અનુપમ સ્વાભાવિક સૌંદર્ય અને અદ્દભૂત, વિશુદ્ધ કાન્તિ વાળી ગુલબદન, જેના શરીરમાં કોઇ પણ કૃતિ જે દિવ્ય સુન્દરતામાં ખામિ લાવે હેવી હતીજ નહિ, અને સૃષ્ટાએ જેને પોતાની બધી ઉત્તમ કારીગરીઓમાંના ઉત્તમોત્તમ ભાગ એકત્ર કરી બનાવી હતી, હેને–જોતાં દુઃખી અબ્દુલ પાંચેક મિનિટ પોતાની સ્થિતિજ ભૂલી જાય તો હેમાં કાંઇ આશ્ચર્ય ન્હોતું; આ પાંચ મિનિટમાં હેણે પોતાના આખા જીવન પર્યંતનું એક આશા સ્વરૂપ–આખી જીંદગીની શાન્તિ લૂંટી લે એવું પૂતળું–પોતાના હૃદયમાં કોતરી કુહાડ્યું.

તે આખરે બોલી ઉઠ્યો, "પેગંબરના સમ! ગુલબદન તું ખરેખરી મનોહરજ છે; અમીના પણ વધારે સુન્દર ન્હોતી!"

હેણે પોતાનું માથું નમાવી, તે સુન્દરીના ફિક્કા પડી ગયેલા ગાલ ઉપર એક ચુંબન લીધું.

"અરે ભયંકર માણસ! મ્હારી પાસેથી તું દૂર જા!" તે હવે ભયથી ધ્રૂજતી બોલી ઉઠી "અહિંથી જા!"

"ઓ ગુલબદન! તું આટલી બધી ખુબસુરત શા માટે છે! અને હું શા માટે—! આહા!—ગુલબદન! ત્હારા ગાલ ઉપર જેણે ચુંબન કર્યું તે કોણ છે તે તું જાણે છે? જા! ત્હારા કાકા, પેલા મગરૂર નવાબને કહેજે કે, **તે ખૂની અબ્દુલ હતો.**" આટલું બોલીને તે કુંજમાંથી નીકળી ન્હાશી ગયો.

---

## પ્રકરણ ૭ મું.

## ખૂનીની દિલદાર.

આટલી બધી ત્વરાથી અબ્દુલ ન્હાશી ગયો તે કારણ વિના નહિ હતું. હેના ગયા પછી થોડીજવારમાં તેજ રસ્તે એક લોકનું મંડળ ફરતું ફરતું આવી પ્હોચ્યું અને હેમણે જ્યારે કુંજમાં મહમ્મદનું મડદું અને ફિક્કી પડી ગયેલી તથા ધ્રુજતી ગુલબદનને જોયાં ત્યારે હેમના અચંબાનો કાંઇ પાર રહ્યો નહિ.

હેમની આસપાસ એકદમ લોકો ટોળું થઇ વીંટાઇ વળ્યા. માણસોની સંખ્યા ક્ષણે ક્ષણે વધવા માંડી અને ગુલબદનને દરેક નવા આવનાર-

ને તેની તે વાત ફરી—ફરીથી કહેવાની ફરજ પડતી હતી.

એટલામાં નવાબના કેટલાક હજુરીઓ ત્યાં આવી પ્હોચ્યા, અને ત્હેમણે ત્હેનાં આમ તેમ ફરવા ગયેલાં માણસોને બોલાવી એકઠાં કર્યાં; ગુલબદનની ગાડી જે પાસેજ તૈયાર ઉભી હતી ત્હેમાં ત્હેને બેસાડી અને ત ભયભીત થયેલી યૌવના પોતાના કાકાના મહેલમાં સત્વર પ્હોચી ગઇ.

બાગની આસપાસ ચોકી મૂકવામાં આવી; દરેક ગાડી તપાસવામાં આવી; બાગમાંના દરેક માણસની ઝડતી લેવામાં આવી; અને આખો આફતાબી બાગ ખૂણેખોચરે પણ તપાશી વળ્યા, પરંતુ અબદુલનું નિશાન પણ જણાયું નહિ.

આ વિચિત્ર બીનાની ખબર આખા ખંભાતમાં પવનના તોફાનમાં રમતી દાહક અગ્નિજ્વાળાની પેઠે, પ્રસરી. અબદુલનું નામ ગુલબદનના સંરક્ષક તરીકે આખા ખંભાતમાં પ્રસિદ્ધ થઇ ગયું; અને અબદુલ સર્વ લોકોના આશ્ચર્ય જીજ્ઞાસાનું કારણ થઈ પડયો. તથા દરેક મનુષ્ય ગુલબદનને જે સહન કરવું પડયું હતું ત્હેને માટે દીલગીર થતું, ત્હેનું ખૂન કરવાને મહમ્મદને જે દુરાત્માએ પ્રેરેલો ત્હેને ગાળો—તથા શાપ દેતું, અને આ બાબત વિષે એવાં એવાં નવાં નવાં કારણ શોધી કહાડતું કે તે પ્રમાણે જોતાં આ વિષયનું મૂળ અને ત્હેનો અન્ત શોધવાં મુશ્કેલ પડે, એટલુંજ નહિ પણ આ કારણોમાંનું કયું ખરૂં અને કયું કલ્પિત, તે પણ સમજવું કઠિનજ થઈ પડે.

આ વાર્ત્તા સાંભળનાર દરેક માણસ બીજાઓને કહેતો, તે કહેતાં ત્હેમાં કાંઇ કાંઇ પોતાનું પણ ઉમેરતો. અન્તે તે વાતની શોધિત વર્દ્ધિત આવૃત્તિ એટલી બધી અતિશયોક્તિઓ વગેરે અલંકારોથી ભરપૂર થઇ લોક સમૂહમાં પ્રસાર પામીકે, ત્હેનું એક ‘ સુન્દરતાનું સામર્થ્ય ’ એ નામનું નવલકથાનું પુસ્તક કોઇએ બ્હાર પાડયું હોતતો લગભગ એક હજાર પાનાંની એક રસીક વાર્ત્તા ત્યાંના ભાષા સાહિત્યમાં ઉમેરાત. કારણ કે ખંભાતી ઉમરાવે તથા બાનુઓએ માંહોમાંહે એટલુંતો નક્કીજ કર્યું હતું કે જો ગુલબદનની અલૌકિક સુન્દરતાએ અબદુલને નમ્ર ન કરી નાંખ્યો હોતતો તે અચૂક ત્હેનું ખૂન કર્યા વિના રહ્યો હોત નહિ. પરન્તુ જો કે ગુલબદનની જીંદગી અબદુલને લીધે બચી ગઈ હતી તોપણ તે બનાવનું આવું સ્વરૂપ, ત્હેનો ભવિષ્યનો પતિ સરદાર ખીજરખાન, સુરતનો પ્રથમ વર્ગનો ઉમરાવ

હતો અને જેનો અઢળક પૈસો તથા અનહદ વગવશીલો આખા સુરતના રાજ્યમાં પંકાયલો હતો ત્હેને પસંદ પડશે કે નહિ, એ શક ભરેલું હતું. નવાબ કેટલાક વખતથી પોતાની ભત્રીજીનું તે સુરતના મહાબળવાન અમીર સાથે લગ્ન ઠરાવવાની ગુપ્ત ખટપટમાં પડેલો હતો; આ સરદાર થોડા વખતમાં ખંભાત આવવાનો હતો. ત્હેનું ત્યાં આવવાનું કારણ, નવાબના છુપું રાખવાના પ્રયત્નો છતાં બ્હાર પડી ગયું હતું; અને ગુલબદન કે જેણે કોઇ પણ દિવસ ત્હેને જોયેલો પણ ન્હોતો, અને ત્હેના આગમનની લોકો આટલી બધી આતુરતાથી વાટ કેમ જોતા હતા ત્હેનું કારણ જે સમજતી ન્હોતી, ત્હેના શિવાય આખું ખંભાત તે વાત જાણતું હતું.

આટલે સુધીતો સઘળું ઠીક હતું. પણ ધીમે ધીમે, લૂંટારાએ ત્હેને કરેલા ચુંબન ઉપરથી લોકોને ત્હેના વિષે થોડીક દૂષી વક્રોતિઓ ફેલાવવાનો પણ પ્રસંગ મળ્યો. "ત્હેનું મ્હોટું કામ કર્યું !" એકે કહ્યું, " અને સુન્દર ગુલબદને પોતાના સંરક્ષકના ઉપકારનો બદલો વાળવાને પોતાના સ્નેહાર્દ્ર હૃદયથી શું શું ન કર્યું હોય એ કહી શકાતું નથી !" "વાહ વાહ ! ખરેખરૂં !" બીજાએ જવાબ દીધો, "મ્હને તો, તે બદમાશ, પોતે સંરક્ષેલી યૌવનાની પાસે એકલો રહ્યો હોય અને પછી ફક્ત એક ચુંબનજ લઇ જતો રહ્યો હોય, એ જરા અચંબા ભરેલું લાગે છે." "જા, જા. હવે!" ત્રીજો વચમાં બોલી ઉઠયો, "આમ એક આંખથીશું જુએ છે? તે બાનુ કહે છે તેમ પણ તે વાત હોય; જો કે મ્હારે કહેવું તો જોઇએજ કે અબ્દુલના ધધામાં રહેતા ગૃહસ્થો એટલી બધી સારી ચાલના તો હોતાજ નથી, અને મ્હેંતો કોઇ ખૂની એક સુન્દરીની નિર્મળતાને માન આપી ઉચ્ચવૃત્તિથી જતો રહે એવી વાત પણ આજજ સાંભળી."

ટુંકામાં, મનોહર ગુલબદન અને વિકરાળ અબ્દુલની આ વાત એશઆરામી ખંભાત નિવાસીઓમાં એટલા લાંબા વખત સુધી ચાલીકે આખરે નવાબની ભત્રીજી " ખૂનીની દિલદાર " ના માનવંતા ઉપનામથી સર્વત્ર ઓળખાવા લાગી.

પરન્તુ આ બાબત વિષે ભલા પણ ગર્વિષ્ઠ નવાબ બહાદુરશાહ કરતાં કોઇએ વધારે મહેનત લીધી ન્હોતી. ત્હેણે તરતજ શક પડતા દેખાવના દરેક માણસ ઉપર ખૂબ જાપતો રાખવાનો હુકમ કહાડયો હતો; રાત્રિએ ફરનાર નગરરક્ષકોની સંખ્યા બમણી કરી અને અબ્દુલની તપાસ કરવા-

આ જુવા જાસુસોની એક મ્હોટી સંખ્યા રોકી; પણ તે સર્વ પ્રયાસ વૃથા ગયો-મહેનત નિષ્ફળ થઇ, કારણ અબદુલનું રહેઠાણ અગમ્ય જ હતું.

---

## પ્રકરણ ૮ મું.

### છુપું કાવતરૂં.

" એનું નખ્ખોદ જાઓ !" મહમ્મદના ખૂન પછી બીજે જ દિવસે સ્હવારે, વિખરાયલા વાળ તથા ગભરાયલા ચ્હેરાવાળો ખંભાતનો એક પ્રથમ વર્ગનો ઉમરાવ રૂકનુદીન પોતાના દિવાનખાનામાં ફરતે ફરતે બોલી ઉઠયો; " એ હરામખોર આવી ભૂલ કરવાને માટે *દોઝખ માં જાઓ! કોઇ મ્હારી ખટપટ જાણી તો નહિં ગયું હોય? ગુલબદનની સાથે સાદી કરવાની કામબક્ષ પણ આશા રાખે છે, એ મ્હને ખબર છે; અને તેથી ત્હેણે આ સેતાન અબદુલને મહમ્મદની સામો ઉભો કરી, ત્હેની ગુલબદન સામેની મ્હારી સઘળી ધારણાઓ રદ કરવાનું તો નહિ કહ્યું હોય ? હા એમજ હોવું જોઇએ. અને હવે, પોતાની ભત્રીજીનું ખૂન કરવાને મારો કોણે મોકલ્યો એ બાબતના નવાબ જ્યારે તપાસ કરવા માંડશે ત્યારે નિરાશ થયેલો પ્રેમી, જેની સાથે ગુલબદને લગ્ન કરવાની ચોખ્ખા ના કહી, અને જેને નવાબ માફ ન કરી શકે એટલા ગુસ્સાથી ધિક્કારે છે, એવા રૂકનુદીન શિવાય બીજા કોના ઉપર શક આવશે ? અને પછી-એકવાર શક આવ્યા પછી, રૂકનુદીન ! રૂકનુદીન ! તે લુચ્ચો બહાદુર ત્હારી તદબીરો કાંઇક પણ જાણે તો-તું રખડેલ ઉછાંછળા છોકરમત યુવાનોની ટોળીનો ઉપરી થયો છે તે સાંભળેતો-ઉછાંછળા છોકરમતતો ખરાજ તો, કારણ તેઓ શિક્ષાથી બચવાને પોતાના હક ડુબાવવા તૈયાર થયા છે-રૂકનુદીન ! આ સર્વ બહાદુરને કાને પડયું તો-"

અહિં ત્હેની વિચારસરિતા એકદમ અટકી પડી-અને દોલતચંદ રંગીલરામ, અને રહીમખાન, ખંભાતના શ્રીમાન્ વર્ગના યુવકો અને રૂકનુદીનના દિલજાન દોસ્ત તે ઓરડામાં દાખલ થયા. તેઓ સર્વે મન અને શરીર બંનેમાં ભ્રષ્ટ થયેલા, ઉડાઉ, વિષયાસક્ત, ખંભાતના દરેક વ્યાજવટુ કરનારના ખાસ ઓળખીતા હતા, અને પોતાની મિલકત વેચાયાથી જેટલું

---

* નર્ક.

ઉત્પન્ન થાય ત્હેના કરતાં હજારો ઘણું વધારે દેવું ત્હેમને માથે ઝુઝતું હતું

"આશું? રૂકનુદ્દીન!" દોલતચંદ અંદર પ્રવેશ કરતાં બોલી ઉઠયો; ત્હેની નીચતાસૂચક મુખાકૃતિ ઉપર જીવનપર્યન્તની વિષયાસક્તિએ ગૂઢ નિશાનીઓ કોતરી કુહાડી અંતરના ભાવો જગસમક્ષ મૂકેલા હતા "ત્હમારા સમ મ્હને તો અચંબાએ દિઙ્મૂઢજ કરી નાંખ્યો હતો. ઈશ્વિરને માટે તો કહો, આ વાત ચાલી છે તે ખરી છે? ખરેખર! ત્હમેજ મહમ્મદને ગુલબદનનું ખૂન કરવાને મોકલ્યો હતો?"

"મ્હેં?" રૂકનુદ્દીન બોલી ઉઠયો, અને પોતાના ચ્હેરા ઉપર અંતિમ શ્વેતતા આવી ગઈ હતી તે બીજાઓ ન જોઈ શકે ત્હેને માટે ત્હેણે મ્હોં ફેરવ્યું. "શા માટે ત્હમારે એવું ધારવું જોઇએ કે મ્હેંજ—ખરે, દોલતચંદ ત્હમારુ ભેજું બેજુંતો ખસ્યું નથી?"

દોલતચંદ—"મ્હારા જીવના સમ! હું તો ખરૂંજ કહું છું. આ રંગીલરામને પુછોને, એ તો વળી કાંઈ મ્હારા કરતાં પણ વધારે કહી શકશે."

રંગીલરામઃ—"હા. એતો નક્કીજ છે, રૂકનુદ્દીન! કે ખ્વાઝાખાને નવાબને મ્હોંએ ખાત્રીથી કહ્યું છે કે મહમ્મદને ગુલબદનનું ખુન કરવા મોકલનાર બીજું કોઈ નહિ પણ ત્હમેજ હતા."

રૂકનુદ્દીનઃ-"અને હું ફરીથી કહુંછું કે ખ્વાઝાખાન શું કહે છે ત્હેનું કાંઇ ભાનજ નથી."

રહીમખાન-"એ તો જાણે ઠીક! પણ ત્હમે ત્હમારે ચેતતા ચેતતા રહેજોને. બહાદુરની સાથે કામ પડયું તો તે ઘણો કપરો માણસ છે."

રંગીલરામ—એ કપરો? હું કહું તે ખરૂંજ માનજો કે આખી દુનિયાંમાં સૌથી મ્હોટામાં મ્હોટો ગદ્ધો છે. ત્હેનામાં કદાચ હિમ્મતતો હશે, પણ અકકલનો એક છાંટોયે નથી.'

રહીમખાન.—"અને હું કહુછું કે બહાદુર, સિંહના જેવો બહાદુર છે અને શિયાળના જેવો લુચ્ચો છે."

રગીલરામ.—"છટ્! છટ્! ત્હેના સલાહકારોની ત્રિપુટી—(જેમનું ઇશ્વર સત્યાનાશ વાળો, ત્હેમ)—ની બુદ્ધિથી તે બહાદુર ચાલતો ન હોતતો અત્યાર સુધીમાંતો ક્યારનોયે તે પાયમાલ થઇ ગયો હોત. નવાબને ત્હેના ત્રણુ મિત્રો દયાળસિંહ, માણેકચદ અને ખ્વાઝાખાનથી પછી જૂદો પાડો અને જુવો કે પરીક્ષા આપતાં પોતાનો પાઠ ભૂલી ગયેલા નિશાળિયાની પેઠે ગ-

ભરાયલો ત ઉભો રૂહે છે કે નહિ ?"

રૂકનુદ્દીન.—"રંગીલરામ ખરૂં કહેછે."

દોલતચંદ.—"ખરેખરા હું તમારા અભિપ્રાયને મળતોજછું."

રંગીલરામ.—" અને વળી, આકસ્મિક શ્રીમન્ત થયેલા અને પોતાની જીંદગીમાં પ્હેલીજ વાર કીમતી જામો પ્હેરેલા ભીખારીના જેટલોજ બહાદુર પણ મગરૂરછે. ઇશ્વરના સમ! હવે ત્હેનો મિજાજ આપણાથી તો સહન થઇ શકતો નથી. એ નિત્ય કેટલાં નવાં નવાં માણસો રાખ્યે જાય છે તે તમે કોઈ જોતા નથી."

દોલતચંદ.—"એ વાત તો નિઃસંશય ખરીજ છે."

રહીમખાન.—"અને એનો વગવશીલો પણ કેટલો બધો વધી પડયો છે? રાજસભા, ધર્મસભા, ન્યાયસભા અને લશ્કરીખાતું, એ સઘળાં નવાબની ઇચ્છા અને સ્વચ્છંદી તરંગ તથા સગવડ પ્રમાણે વર્તે છે લાકડાંનાં પૂતળાં જેવી રીતે દોરી ખેંચનાર માણસની મરજી પ્રમાણે નાચે છે અથવા હાથ પગ અને માથું હલાવે છે ત્હેવીજ રીતે, એ બધાંય મંડળો એ માણસની લ્હેર તથા મિજાજ ઉપર આધાર રાખે છે."

રૂકનુદ્દીન.—"તેમ છતાં પણ લોકો બહાદુરને પૂજે છે."

દોલતચંદ.—"હા એજ વળી વધારે દુઃખની વાત છે તો !"

રંગીલરામ.—"પણ જો પાછી થોડા વખતમાં ત્હેથી સજ્જડ પડતી ન થાય તો મ્હને કહેજો !"

રહીમખાન.—"અરે ! ફક્ત આપણેજ સખ્ત મહેનત લઇને માથાકુટ કરવા માંડીએ તો તેમ પણ થાય,–ન થાય એમ નહિ. પણ આપણે બધા શું કરીએ છીએ ? આપણે આપણો વખત દારૂની દુકાનોમાં અને વેશ્યાઓનાં ઘરોમાં તથા તોફાન અને જુગારમાં ગાળીએ છીએ અને દેવાના દરિયામાં એવીતો રીતે જઈ પડીએ છીએ કે ત્હેમાં સારામાં સારો તરનાર વ્હેલો મોડો પણ ડૂબ્યા વિના રૂહે નહિ. આપણે બધા એકઠા મળીને પ્રયત્ન કરીએ; ચોગરદમથી મદદગારો એકઠા કરીએ; તનમન અને ધનથી મહેનત કરીએ; તો દુનિયામાં આપણો ધારેલો ફેરફાર થયા વિના રહેજ નહિ. અને તકરારને ખાતર માનીએ કે આપણો ધારેલો ફેરફાર કદિ ન થાય, તો પછી આપણને એટલું જણાયા વિના તો રૂહેશેજ નહિ કે આ દુનિયાં હવે આપણે માટે નથી."

દોલતચંદ.—"ખરેખર ! કહેતાં ગમે તેટલી દિલગીરી થાય તોપણ —મ્હારે એટલુંતો કબુલ કરવુંજ પડશે કે આ ગયા છ મહિનામાં મ્હારા લ્હેણદારોએ ઠોકી ઠોકીને મ્હારું તો બારણુંયે પાડી નાંખ્યું છે. હું તો સ્હવારે ઉઠું છું ત્યારથી તે રાતે સુઇ જાઉં છું ત્યાં સુધીમાં ત્હેમના સાથેની તકરારો તથા ત્હેમની નિરંતર બૂમો શિવાય બીજા કોઈ પણ પ્રકારનું ગાયન મ્હારે કાને પડતું નથી."

રૂકનુદીન.—" હા ! હા ! હા ! મ્હારી સ્થિતિતો–પણ મ્હારે તમને કાંઇ પણ કહેવાની જરૂર નથી, કે મ્હારી સ્થિતિ કેવી છે. ?"

રંગીલરામ.—આપણે જો ઓછા ઉડાઉ થયા હોત તો અત્યારે તો નિરાંતે મહેલોમાં બેશી આનન્દ કરતા હોત અને–પણ હાલના સ્થિતિમાં તો—

રૂકનુદીન.—"હેં ! હાલની સ્થિતિમાંતો ? .–મ્હને લાગે છે કે રંગીલરામ આપણને બોધ દેવા બેઠા છે !"

રહીમખાન.—"એ જૂના પાપીઓનો તો રસ્તોજ છે ! જ્યારે જ્યારે પાપ કરવાની શક્તિ ત્હેમનામાંથી જતી રહે છે ત્યારે બીજું શું કરે ?–તે વખત તેઓ પોતાનાં ગત વર્ષોમાં કરેલાં પાપ માટે રોવા–માથાં કૂટવા–પસ્તાવા કરવા તૈયાર હોય છે અને વળી ક્ષમા માગવાને તથા ત્હેમને માટે પ્રાયશ્ચિત કરવાને પણ તત્પર થાય છે. હવે મ્હારો મત પૂછોતો હું તો નીતિ અને ડહાપણના ધોરી રસ્તાઓમાંથી મ્હારે મનગમતે–સ્વેચ્છાસૂચિત માર્ગે જવામાં સારી રીતે સંતોષ પામેલો છું. મ્હારું અત્યારસુધીનું જીવન મ્હને ખાત્રી કરી આપે છે કે હું, ઘરમાં ગાદી તકિયા ઉપર પડી રહેનારાં મનુષ્યો—ઉત્સાહ અને જાગૃતિ વિનાના સાધારણ માનવો–કોઈ અકસ્માત અથવા ચમત્કારિક બનાવ સાંભળી ધ્રુજતાં મનુષ્યો કરતાં, જૂદોજ છું. કુદરતેજ મ્હને વિષયભોગી બનાવેલો છે અને મ્હેં મ્હારૂં નશીબમાં લખાયલું જીવન પરિપૂર્ણ કરવાનો નિશ્ચય કરેલો છે. આપણાજેવા નરો આ દુનિયાંમાં કોઇ કોઇ વાર ઉત્પન્ન થતા હોત તો નિઃસંશય આખી સૃષ્ટિ ઘોર નિદ્રામાં જ પડત. પણ આપણે વસ્તુઓના જૂના નિયમો તોડી નાંખી ત્હેને એકદમ જાગૃત કરીએ છીએ, દુનિયાની અતિમંદ ગતિમાં આપણું પોતાનું સત્વ નાંખી ત્હેને સતેજ કરીએ છીએ, કરોડો મનુષ્યોની સમક્ષ એવાતો જીંદગીના કોયડા રજુ કરીએ છીએ કે ત્હેમાં વર્ષોનાં વર્ષ ત્હેમનાં મા-

થાં ફુટાયાં કરે છે, લોકસંઘના મુખીઓનાં મગજોમાં સેંકડો નવા વિચાર દાખલ કરીએ છીએ, અને ટુંકામાં કુદરતમાં જે વિષ પૃથ્વીના અંદરના ભાગમાંથી નીકળી એકઠું થયાં કરે છે, અને જે હમ્મેશાં એકઠું થયાં કરે તો પ્રજાઓની પ્રજાઓનો સંહાર કરી નાંખે ત્હેને વિખેરી નાંખવામાં જેટલાં પવનનાં તોફાનો વિશ્વને કામનાં છે, તેટલાજ આપણે પણ દુનિયાંને ઉપયોગના છીએ. ”

રંગીલરામ.—“ વાહ! વાહ! સાબાશ! રહીમખાન! દિલ્હી જેવા મહારાજ્યમાં ત્હમારા જેવા વકતા તથા ફિલસુફની ઉત્પત્તિ નથી થઇ એટલું ઘણી દિલગીરી ભરેલુંછે. પણ મ્હારા દોસ્ત! ત્હમારા ભાષણમાં સત્વ કરતાં શબ્દોની ખુબીજ ઘણી વધારેછે! હવે સાંભળોઃ– જ્યારે ત્હમે ત્હમારા ભલા સ્વભાવના શ્રોતાઓની ધીરજ પણ ત્હમારા ઉત્તમ વક્તૃત્વથી નિર્દય પણે ચકવી નાંખવામાં રોકાયાછો, ત્યારે રંગીલરામે પણ કામ કર્યું છે! મુલ્લાં સાહિબખાન નવાબના રાજ્યથી ઘણોજ કંટાળ્યો છે; ઈશ્વર જાણે બહાદુરે એવું શું કર્યું છે કે જેથી તે ત્હેની રાજ્યસત્તાનો તે આવો કટ્ટો દુશ્મન થયો છે, પણ સાહિબખાન આપણી ટોળીમાં ભળ્યો છે એ વાતતો ખરી જ છે. ”

રૂકનુદીન.–(આશ્ચર્ય અને હર્ષમાં)–“હેં! રંગીલરામ! ત્હમે ભાનમાં છો કે પછી ગમે તેમ બકયાજ કરોછો? મુલ્લાં સાહિબખાન ?”

રંગીલરામ.–“હા. તે આપણોજ છે. આપણી ટોળીમાં છે. અને તનમન તથા ધનથી આપણને મદદ કરવાને તૈયાર છે. મ્હારે કબુલતો કરવું જ પડશે કે પ્હેલાંતો મ્હારે પણ ત્હેની સાથે તેનું ખરૂં સ્વરૂપ ઓળખવાને આપણા સ્વદેશ પ્રેમ, આપણી દેશોન્નતિની ઉન્નત આશાઓ તથા આપણો સ્વતંત્રતાપર અનહદ પ્રેમ, વગેરે બાબતો વિષે આડી અવળી વાતો કરવી પડી હતી; પરંતુ, ટુંકામાં કહીએતો સાહિબખાન એક જબરો ડોળઘાલુ તથા ધર્મઢોંગી છે. અને તેથીજ તે આપણા કામને માટે વધારે ઉપયોગનો છે. ”

રહીમખાન. (રંગીલરામનો હાથ જોરથી હલાવીને)–સાબાશ, દોસ્ત! હવેજ ખંભાતને આપણી હયાતીની ખરેખરી ખબર પડશે ? —હવે મ્હારો બોલવાનો વારોછે, કારણ કે આપણે ગઇ વખત જુદા પડયાપછી હું આળસુ થઇ પડી રહ્યો નથી. સાચું બોલાવોતો, જો કે મ્હેં હજુ સુધી

કાંઇ હાથ મેળવ્યું નથી, તોપણ હું એક એવી ટોળીનો સરદાર થયો છું કે ઓછામાં ઓછું અડધું ખંભાત તો મ્હારા હાથમાં આવ્યા વિના રહેવાનું નથી. ત્હમે સહુ ચાંદબેગમનેતો ઓળખોછોને ? ”

રૂકનુદીન.—“ રાજ્યની ખુબસુરત બાનુઓની નોંધ આપણે દરેક રાખીએ છીએ અને પછી ત્હેમાંનું પ્હેલુંજ નામ કદિ ભૂલી શકાય? ”

રંગીલરામ.—“ ગુલબદન અને ચાંદબેગમ, એ બેતો ખંભાતની દેવીઓ છે; અહિંના યુવકો બીજી કોઇના મંદિરે જતાજ નથી. ”

રહીમખાન.—“ ચાંદબેગમ મ્હારી જ છે. ”

રંગીલરામ.—“હેં ? ”

રૂકનુદીન.—“ચાંદબેગમ ? ”

રહીમખાન.—“હેં હેં શું કરો છો? આમ, જાણે મ્હેં કાંઇ ભવિષ્ય ભાખ્યું હોય કે આકાશ આપણા ઉપર તૂટી પડવાનું છે, તેમ બધા ચકલા જેવા જોઇ શું રહ્યા છો ? હું કહું છું કે ચાંદનું દિલ મ્હારા ઉપર જ લાગેલું છે અને ત્હેનો મ્હારા ઉપર સંપૂર્ણ અને ખરેખરો વિશ્વાસ છે. અમારી દોસ્તી ઘણીજ ગુપ્ત રહેવી જોઇએ, પણ મિત્રો એટલું યાદ રાખજો કે જે હું ઇચ્છું છું, તે તે પણ ઇચ્છેજ છે અને ત્હમે જાણો છોકે તે પોતે રાગ ગાવા ધારે તો ત્હેના તાલ પ્રમાણે ખંભાતના અડધા અમીરોને તો નચાવી પણ શકે છે. ”

રૂકનુદીન. —“રહીમખાન! ત્હમે તો અમારા બધા કરતાં હદ વાળી . ”

રહીમખાન.—“અને હું તમારે માટે આટલો મ્હોટો સહાયક મેળવવાની મહેનત કર્યા કરતો હતો, ત્હેનું ત્હમને સ્વપ્ન પણ ન્હોતું ? ”

રૂકનુદીન.—“ હું ત્હમને બોલતાં સાંભળું છું ત્યારે મ્હારે તો શરમાવું પડે છે. કારણ કે હજુ સુધીમાં મ્હેં કાંઇ પણ કર્યું નથી, તોપણ ખુલાસા દાખલ મ્હારે એટલું તો કહેવું જોઇએ કે મ્હારા પૈસાથી પ્રેરાયલા મહમ્મદે ગુલબદનનું ખૂન કર્યું હોતતો નક્કી નવાબના રાજ્યની સાથે ખંભાતના મ્હોટા અને હુંશિયાર અમીરોને જે આકર્ષણ–સાંકળ જોડી રાખે છે ત્હેનો આંકડે આંકડો તૂટી ગયા વિના રહેત નહિ. એકવાર ગુલબદનનું સાલ ખસ્યું કે પછી બહાદુરમાં કાંઇ દમ નથી. ગુલબદન એકવાર જ્યાં કબરમાં સૂતીકે પછી ખંભાતના પ્રસિદ્ધ ઉમરાવ કુટુમ્બોને

નવાબની સાથે ત્હેને લીધે સગપણ બાંધવાની આશા નાશ પામી જ સમજવી; અને એમ થાય કે તરતજ જે મ્હોટા અમીરો ત્હેનો પક્ષ ખેંચે છે ત્હેમને ત્હેની કાંઇ પણ દરકાર રહેવી અશક્ય છે. ગુલબદન ઉપર આટલો બધો મોહ હોવાનુ કારણ એટલુંજ છે કે તે ખુબસુરત છે, હિવની બેગમ છે. ત્હેના બાપના તથા નવાબના અઢલક પૈસાની વારસ છે, અને નવાબના તખ્તની પણ હકદાર છે."

દોલતચંદ.—આ કામમાં હુતો બહુમાં બહુ કરી શકું તો તે પૈસાની મદદ છે. મ્હારો ઘરડો—નકામો કાકો જેની મિલ્કત ત્હેના મૃત્યુ પછી મ્હારીજ થવાની છે ત્હેની પાસે મ્હોરોનાં ભોંયરાં ભરેલાં છે, અને હું એક શબ્દ કહું કે તરતજ તે કંજુસ ડચરો મરવાનો."

રંગીલરામ.—"તમે અત્યાર સુધી પણ એને બહુજ—નકામો જીવવા દીધો છે."

દોલતચંદ.—"ખરો! હું મ્હારા મનમાં સંપૂર્ણ રીતે હજુ સુધી નિશ્ચય કરી શકયોજ નથી કે ત્હેને—પણ, દોસ્તો! તમેતો નહિ માનો, પણ કોઇ કોઇ વખત હું ઘણોજ વ્હેમી થઇ જાઉં છું અને વખતે મ્હને એમ લાગે છે કે મ્હારે અંતઃકરણ પણ છે!"

રહિમખાનઃ—"હેં! ત્યારે તો મ્હારી સલાહ લઇને બાવો બની જા, બાવો"

દોલતચંદ.—"હા. મ્હારી પ્રકૃતિને તો તેજ ઠાક પડે!"

રંગીલરામ.—"હવે આપણું પહેલું કામ આપણા જુના દોસ્તો-મહમ્મદના સોબતીઓને શોધી કહાડવાનું છે! પણ અત્યાર સુધી ત્હેમના ઉપરીની સાથેજ કામ પડેલું હોવાથી એ લોકો કયાં મળશે, એ કાંઇ સમજાતું નથી."

રૂકનુદીન.—"તેઓ આપણને જડે કે ત્હેમનું પ્હેલુંજ કામ નવાબના સલાહકારોની ત્રિપુટી દૂર કરવાનું હોવું જોઇએ."

રહીમખાન—"જો આપણે ધારીએ છીએ, તે પ્રમાણે આ તમારો વિચાર અમલમાં મૂકી શકાય તો તે તે સર્વોત્તમ છે. જવો ત્યારે, મિત્રો આ મુખ્ય વાતનો નિર્ણય થઇ ગયો. કાંતો આપણે આપણાં દેવાંને હાલના નવાબના રાજ્યબંધારણના ખંડેર નીચે ડાટી દઇશું અથવાતો નવાબીના પાયાની મજબુતાઇ કરવામાં બહાદુરને આપણાં માથાં અર્પણ કરીશું. એ-

માંથી ગમે તે થાઓ પણ આપણે તો નિરાંત છેજ. જરૂરિયાતે પોતાના કાંટાવાળા ચાબુકથી હેના ખડકની છેક છેલ્લી અણીસુધી આપણને હાંકી કહાડયા છે, જ્યાંથી બચવાને આપણે કોઇ અદ્‌ભૂત પરાક્રમ કરવું પડશે અથવા પોતાના બાપદાદાનું નામ બોળ્યાની શરમ અને નિરંતર ધિક્કારની ઊંડી ખીણમાં સામી બાજુએ કૂદી પડવું પડશે. હવે, બીજી વાત એ નક્કી કરવાની છે કે ખરચને સારૂ જોઇતા પૈસા તથા આપણી ધારણાઓમાં પુરતી સહાય મળવાને સારૂ જોઇતા મદદગારો કેવી રીતે મેળવવા? આને માટે ખંભાતની સઘળી પ્રસિદ્ધ ગણિકાઓને ગમે તેમ કરીને આપણી તરફેણમાં દાખલ કરવી. જે કામ આપણે ઘણું ઘણું સમજાવીને, મારાઓ પોતાની કટારથી, અને સરદારો પોતાના ખજાનાથી પણ નહિં કરી શકે તે આ મોહિનીઓમાંની એક પણ ફક્ત એક નેત્રસંજ્ઞા—આંખના ચાળાથી કરી શકશે. જ્યાં ફાંશી કે સુળીનોનો ભય અસર કરી શકતો નથી અને જ્યાં મુલ્લાંઓ કે ફકીરોની શીખામણો બેદરકારીથી સાંભળવામાં આવે છે, ત્યાં પણ એકાદ વિલાસી ચુંબન અને મદનગૃહમાં ગુપ્તમીલન આશ્ચર્યકારક કાનો કરાવી શકે છે. ખરેખરૂં નિમકહલાલીપણું પણ આ વિલાસિનીઓની નગ્ન છાતી ઉપર ઝોકાં ખાય છે, હેમનાં ચુંબનની ગરમાઇ છુપા ભેદનો બરફ પીંગાળી નાંખે છે, અને વર્ષોનાં વર્ષો સુધી પળાયલા સદ્‌ગુણો તથા ધર્મભકિતનો આકસ્મિક નાશ કરવાને આવા એકાદ ગુપ્ત મીલનની કામા સકત ઘડીજ બસ છે. પણ જો હમે આ ગણિકાઓ ઉપર સત્તા મેળવા-વામાં નિષ્ફળ થાઓ અથવા હમને લાગે કે હેમને ત્યાં જવાથી વખતે હમારે પોતાનાજ ખોદેલા ખાડામાં પડવાનો વખત આવશે તો પછી બાવા, વેરાગીઓ, મઠાધિશો મુલ્લાંઓ અને ફકીરોનો આશ્રય લ્યો. તે સિ-વાજી ફકીરોને ખુશ રાખો તથા હેમનાં વખાણ કરો, અને હેમને માટે ભવિષ્યને કોરેપાને માન અકરામ તથા મ્હોટા મ્હોટા દરજ્જાઓનું મતુ માર્યાજ જાણો: આમ કરશો કે તરતજ તેઓ જાળમાં પકડાશે અને ફાંદામાં આવી પડશે અને પછી તે હમારા ગુલામોજ છે એમ હમારે સમજવું આ ધર્મઢોંગીઓ જે ધર્માંધિ ખંભાતીઓનાં અંતઃકરણો ઉપર રાજ્ય ક-રે છે, તેઓ પુરુષ અને સ્ત્રી, અમીર અને ભીખારી, નવાબ અને માછી દરેકને વ્હેમની સાંકળે બાંધી રાખે છે અને પોતાની નજરમાં આવે ત્યાં દોરે છે. આમ કર્યાથી દેશદ્રોહીઓને આપણા પક્ષમાં લેવામાં તથા હે-

મની લાગણીઓ-મનોવૃત્તિઓ શાન્ત રાખવામાં આવશે જે દગલે દગલે મ્હોટો વરવી પડત તે બચી જશે અને તે ફકીરો પોતાનાજ લાભને અર્થે આપણું કામ વિનામૂલ્યે ફત્તેહમંદ ઉતારવામાં ખરેખરી મદદ કરવામાં ચૂકશે નહિ—હવે ઉઠો, યારો! કામ કરો અને ફત્તેહ મેળવો. ! સલામ્આલેકુમ!"



## પ્રકરણ ૯ મું.

### રમજાનનું રહેઠાણ.

જે ખૂન વિષે વિચાર, તપાસ અને વાતો કરવામાં ખંભાતના દરેક મનુષ્યનું મગજ, આંખો અને જીભ આટલા મ્હોટા વપરાશમાં આવ્યાં હતાં, તે કર્યા પછી તરતજ અબદુલે એવી ઝડપ અને હુશિયારથી પોતાના પોષાક તથા ચ્હેરાનો દેખાવ બદલી નાંખ્યો કે, મહમ્મદનો ખૂની તે છે, એવી તો કોઇને ભ્રાન્તિ પણ થઇ નહિ. તે આફતાબી બાગમાંથી એક પણ પ્રશ્ન પુછાયા શિવાય છટકી જઇ શક્યો અને પાછળ એક પણ નિશાની એવી રહી ન્હોતી કે જેથી ત્હેના વિષે કાંઇ પણ પુરાવો પાછળથી મળી શકે.

તે રકમજાનને ઘેર આવી પ્હોચ્યો ત્યારે સ્હાંજતો ક્યારનીયે પડી ગઇ હતી. રમજાને બારણું ઉઘાડયું અને અબદુલે વચલા ઓરડામાં પ્રવેશ કર્યો.

"બીજા બધા ક્યાં છે!" ત્હેણે એવી તો જંગલી રીતે ધાંટો ફહાડી પુછયું કે, તેથી રમજાનતો થરકીજ ગઇ.

"તેઓ બપોરના સુતા છે," ત્હેણે જવાબ દીધો; "કદાચ તેઓ રાતે કાંઇ કામે બ્હાર જવાના હશે."

અબદુલ એક ગાદી ઉપર લાંબા પગ નાંખીને પડયો અને ખૂબ વિચાર કરતો હોય એમ જણાયું.

"પણ અબદુલ! તું હમ્મેશાં આટલો બધો ચિંતાશીલ શાથી રહે છે?" રમજાને ત્હેની પાસે બેસીને કહ્યું. "તેથીજ તું આટલો બધો વધારે વધારે બદસુરત લાગે છે. જો પાછાં કપાળે તલ્લૈયાં ચ્હડાવ્યાં ખરાં? એ પાછાં ઉતારી દે; એથી તો કુદરતે બનાવ્યો ત્હેના કરતાં પણ તું ત્હારો ચ્હેરો વધારે બગાડી નાંખે છે."

અબદુલે કાંઇ પણ પ્રત્યુત્તર વાળ્યો નહિ.

"ખરેખર! ત્હારો ચ્હેરો તો એવોજ છે કે ગમે ત્હેને પણ બ્હીવરાવી નાંખે! ચાલ, હવે અબદુલ આપણે દોસ્ત થઇએ. જો હવે હું ત્હારો ચ્હેરો જોવામાં ટેવાઇ ગઇ છું અને ત્હારાથી કંટાળીશ નહિ, અને હું ધારતી તો નથી પણ વખતે— "

"જા! પેલા બધા સુતા છે ત્હેમને જગાડ!" અબદુલ ગર્જના કરી ઉઠયો.

"પેલા ઉંઘણસીઓને? છટ્! એ મૂર્ખાઓને ઘોરવા દે! ખરે, તું મ્હારી સાથે એકલો રહેતાં બ્હીતો તો નથીને? ખુદા ખેર કરો! પણ કોઇનો એમજ ધારે કે જાણે હું પણ ત્હારા જેટલીજ બદસીકલ હોઉંની? હેં હું એવી છું? ના ના અબદુલ! જરા મ્હારી સામું તો જોઇ જો?"

ખરૂં કહીએ તો રમજાનનો ચ્હેરો કાંઇ દેખાવડો ન્હોતો એમ નહિ. એની આંખો મ્હોટી, સપ્રભ અને અસરકારક હતી, ત્હેના છૂટા વાળની પ્રકાશિત લટો છાતી ઉપર રમતી હતી, ત્હેના ઓઠ લાલ પરવાળાં જેવા તથા પ્રફુલ્લ હતા, અને તે ત્હેણે અબદુલના મ્હોં તરફ નમાવ્યા. પણ અબદુલના ઓઠ હજી ગુલબદનના વિશુદ્ધ ગાલને અડવાથી પવિત્ર થયેલા હતા.—તેથી તે બેઠો હતો ત્યાંથી એકદમ ચમકી ઉઠયો અને ત્હેણે (ધીમેથી) રમજાનનો હાથ જે પોતાના ખભા ઉપર પડયો હતો તે ખશેડયો.

"પેલા સુતા છે ત્હેમને જગાડ!" ત્હેણે કહ્યું, "રમજાન! હમણાં મ્હારે ત્હેમની સાથે ઘણીજ જરૂરની વાત કરવાની છે."

રમજાન જરા ખંચકાઇ.

"જા!—બસ, એકદમ જા!" તે ગુસ્સાથી બોલી ઉઠયો.

રમજાન ગુપચુપ ચાલતી થઇ; પણ ઉમ્મર ઓળંગતે ઓળંગતે ત્હેણે અબદુલને પોતાની આંગળીથી ચેતાવ્યો.

અબદુલે ઓરડામાં આમતેમ ઉતાવળે પગલે ફરવા માંડયું. ત્હેણે પોતાનુ માથું ખભા ઉપર નાંખી દીધેલું હતુંઅને હાથની અદબ વાળી હતી.

"પ્હેલું પગલું તો ભરાઇ ચૂક્યું," તે મનમાં બબડયો, "એક રાક્ષસતો દુનિયાંમાંથી ઓછો થયોજ! ખૂનથી મ્હેં કોઇ પણ પ્રકારનું પાપ કર્યું નથી; મ્હેંતો ફક્ત મ્હારી એક પવિત્ર ફરજ બજાવી છે. ઓ સર્વ શક્તિમાન્ અને સત્યની ન્યાયમૂર્તિ-પરમેશ્વર! આ જે મહા કઠિનકા-

મ મ્હેં કરવાનું માથે લીધું છે, ત્હેમાં સહાય કર ! જો આ કામ જે મ્હેં ધાર્યું છે તે પાર પડે અને ત્હેના ઇનામ તરીકે ગુલબદન મ્હને મળે—ગુલબદન ? શું નવાબની ભત્રીજી એક કંગાલ અબ્દુલને પતિ તરીકે સ્વીકારે ? ઓ ખુદા ! એ વિચાર કરવો એજ ગાંડાઇ છે; હું મ્હારી આશાની પરિપૂર્ણતાના શિખરે કદિ પણ ચ્હડી શકું તેમ નથી ? મ્હારી આશાઓ ફલિત નહિ થાય! નહિ થાય !—એ શબ્દોજ હૃદયને ચીરીનાંખે છે. મ્હારા જેવા ઉન્નત વિચારોમાં ન્હાતા હૃદયને એકદમ સ્નેહકુંડમાં સ્નાન કરાવનાર એ તો ગુલબદન કે અમીનાજ. એવી બે પરીજાદીઓના આશક થવું-એ સર્વ અસંભવિતજ છે, તોપણ જ્યાંરે અસંભવિત વસ્તુઓને સંભવમાં જન્મ આપે છે ત્યારેજ મનુષ્ય મહાપદ પામે છે અને કદાચ પરાજય પામે છે તોપણ ત્હેવો પ્રયત્ન કરવો એ પણ એક કીર્તિ મેળવવાનું સાધન છે! આવાં આવાં જાગૃતસ્વમાં મ્હને માત્ર ક્ષણેકજ સુખી કરે છે—પણ ઓ ખુદા ! અબ્દુલનેતો ક્ષણ સુખી કરે એવાં સ્વપ્નોની ક્યાં ઓછી જરૂર છે? જો દુનિયાં જાણતી હોત કે હું ત્હેનું કેટલું બધું ભલું કરવાને ઉત્સુક છું તો તે નિઃસંશય મ્હને મ્હારા તરફ દયાર્દ્ર અને પ્રેમપૂર્ણ ભાવથી જોયા વગર ર્‌હેતજ નહિ !”

રમજાન પાછી આવી, અને ત્હેની પાછળ ચારે ખુનીઓ બગાસાં ખાતા, આંખો ચોળતા, બબડતા, અને હજી અડધા ઉંઘતા ધીમે ધીમે આવી પ્હોંચ્યા.

“આવો આવો !” અબ્દુલે કહ્યું. બચ્ચાઓ જાગૃત થાઓ, હું ત્હમને કાંઇ કહું તે પ્હેલાં મ્હારી ખાત્રી થવી જોઇએ કે ત્હમે જાગો છો; કારણ કે હું ત્હમને જે કાંઇ કહેવાનો છું તે એટલું બધું વિચિત્ર છે કે ત્હમેતો સ્વપ્નામાં છો એમજ માનશો.”

તેઓએ બેદરકારી અને અધીરાઇથી ત્હેણે કહ્યું તે સાંભળ્યું.

“હવે શું છે ? કહી નાંખને ?” સાલેહીને આળસ ખાઇ પોતાના શરીરના કડાકા ફોડતાં કહ્યું.

“કાંઇ વધારેયે નહિ ને ઓછુંયે નહિ ! ફક્ત એટલુંજ કે આપણા પ્રમાણિક, હિમ્મતવાન, બહાદુર મહમ્મદનું ખૂન થયું છે !”

“શું ? ખૂન થયું ?” દરેક જણ બોલી ઉઠયા અને આવા શોકમદ સમાચારની કાળોતરી લાવનાર તરફ ભયભીત થઇને જોઇજ રહ્યાઃ અને

રમજાન એક કારમી ચીસ પાડીને એકદમ બે ભાન જેવી ગાદી ઉપર પડી.

થોડા વખત સુધી સઘળા ચુપ રહ્યા.

"ખૂન થયું ?" આખરે સાલેદીન બોલી ઉઠયો,—"કોણે કર્યું."

રણમલ્લ —"ક્યાં ?"

શેરખાં—"શું આજ બપોરે ?"

અબદુલ—"આફ્તાબીબાગમાં નવાબની ભત્રીજીના પગ પાસે તે લોહી લુવાણ મડદું થઇને પડેલો હતો. પછી ગમે તો તે ગુલબદનને હાથે મૃત્યુ પામ્યો કે પછી ત્હેના કોઇ આશકને હાથે, તેની મ્હને ખબર નથી.

રમજાન. (રોતાં રોતાં)—"ઓ મ્હારા વ્હાલા મહમ્મદ !"

અબદુલ.—"કાલ આ વખત સુધીમાંતો ત્હેનું મડદું ફાંશીને લાકડે લટકતું પણ ત્હમે જોઇ શકશો."

શેરખાં:—"કોઇએ એને ઓળખી કહાડયો હતો ?"

અબદુલ:—"હા. હા. ત્હમારે એ બાબતની જરાયે ફીકર ન રાખવી. એનો ધંધો શો હતો તે તો ક્યારનુંયે બધાંયે જાણ્યું હશે!"

રમજાનઃ—"પણ ફાંશીને લાકડે ? ગરીબ–બિચારો મહમ્મદ !"

રણમલ્લ.—"સેતાન એનું ખાણું ખરાબ કરે ! આવી કમનશીબની વાત થવાનું કોણે ધાર્યું હતું ?"

અબદુલ:—"આમ કેમ ? નરમ કેમ થઇ ગયા છો ?"

ન્હારસિંહ.—"હું તો ખરેખરો ગભરાઇ ગયો છું. ભય અને અચંબાએ મ્હનેતો નરમ કરી નાંખ્યો છે."

અબદુલ.—"ખરે ! મ્હેં, મ્હારા જીવના સમ ! આ સમાચાર સાંભળ્યા કે તરતજ હું તો ખડખડાટ હશી પડયો. 'સરદાર મહમ્મદખાં !' હું બોલી ઉઠયો; હું આપ સાહેબને આનન્દ ઇચ્છું છું અને આશા રાખું છુ કે આપ સહી સલામત પ્હોચી જશો"—

સાલેદીન:—"શું ?"

ન્હારસિંહ.—"તું હસ્યો ? હું તો કાંઇ એમાં હસવા જેવું જોતો નથી."

અબદુલ.—"ખરે ! જે ત્હમે બીજાઓને આપવાને આટલી બધી ઉતાવળથી તત્પર થઇ જાઓ છો તો ત્હમને તે મળેતો ત્હેમાં ત્હમે બ્હીઓછો શાના ? ત્હમારો હેતુ શું છે? (આ ધંધામાં) સઘળી આપણી મહેનતોને છે-

કે ફાંશીનું લાકડું અથવા પેટમાં ખંજર કે ગળામાં છરી એ શિવાય બીજા શેનો આપણે આશા રાખી શકીએ ? આપણાં કર્મોના પુરાવા તરીકે હવામાં નાચતાં મડદાં અથવા સાંકળોથી બંધાયલાં શરીરો અને ભાલાની અગ્નિ ઉપર ખોસાયલાં માથાં એ શિવાય આપણે બીજું શું મુકી જઈએ એમ છીએ ? જે માણુસ આ સંસાર– નાટકાલયમાં ખૂનીનો ભાગ ભજવવાનું પસંદ કરે ત્હેણે તો મોતથી જરા પણ બ્હીવું ન જોઈએ, પછી ગમે તો તે મોત હકીમને હાથે થાઓ અગર જલ્લાદને હાથેજ.

સાલેદીન.—"બધું ક્‌હેવું તો ઘણુંયે સહેલું છે, પણ આપણાથી તો બને તેમ નથી."

શેરખાં.—"ખુદા ખેર કરો ? પણ મ્હારું તો આખું શરીર ધ્રૂજે છે અને દાંત કડડે છે."

રણમલ્લ.—"ભાઇ અબદુલ ! તું થોડો વખત શાન્ત થા ? ત્હારી આવે વખતે સમય વિનાની ગમ્મત ખરેખરી ભયાનકજ લાગે છે."

રમજાન.—"ઓ ખુદા ? ઓ ખુદા ? ઓ મ્હારા વ્હાલા મહમ્મદ? મ્હારા ગરીબ મહમ્મદનું ખૂન ?"

અબદુલ.—"આહા ! આ બધું વળી શું છે ?—રમજાન, મ્હારી જાન ! તને આમ છોકરમત કરતાં શરમ નથી આવતી ? આવ અહિં આવ, અને ત્હને મ્હેં આ ગૃહસ્થોને બોલાવવા મોકલી તે પ્હેલાં આપણી વચ્ચે વાત ચાલતી હતી તે આપણે ફરી શરૂ કરીએ.—આવ, મ્હારી વ્હાલી મ્હારી દિલદાર ? મ્હને એક ચુંબન કર."

રમજાન,—"સેતાન ! આઘો ખશ !"

અબદુલ.—"મ્હારી જાન! ત્યારે ત્હેં પાછો વિચાર બદલી નાંખ્યો કે ?—ઠીક, ઠીક ! જેવી ત્હારી મરજી. જ્યારે ત્હારી ઈચ્છા હશે ત્યારે વખતે મ્હારી મરજી નહિ હોય."

રણમલ્લ.—"ઈશ્વરને ખાતર ! અબદુલ ! અહિં કાંઇ ધ્યાનતો આપ આ કાંઇ આવી નજીવી વાતો કરવાનો વખત છે ? ત્હારી આવી નકામી કુથલી નવરાશે કરજે, અને હમણાં તો આપણે શું કરવું ત્હેનોજ વિચાર કરવાનો છે."

શેરખાં—"અરે ! આ, નજીવી વસ્તુઓ બાબત ભાંગફોડ કરવાનો વખત નથી."

મ્હોરસિંહ.—"અબદુલ ! ખરેખર તું એક હુશિયાર માણસ છે; મા-રે તુંજ કહેને, કે આપણે હવે શું કરીએ તો ઠીક ?"

અબદુલ.—( જરા વિચાર કરીને ) "કાંતો આપણે કાંઇજ ન કરવું અથવા ઘણું કરવું–એ બેમાંથી આપણે એક વાત સ્વીકારવાની છે: આપણે કાંતો જ્યાં છીએઅને જેવા છીએ ત્હેવાજ રૂહેવું, ગમે તે બદમાશ જે આ-પણને સોનાની મ્હોરો અને સારાં વચનો આપી શકે ત્હેને ખુશી કરવાને પ્રમાણિક સારા માણસોના જીવ લેવા અને આખરે ફાંશીને લાકડે લટકવા, ને સુળીએ વિંધાવાને, દેશનિકાલ થવાને, જીવતા બળાવાને, અથવા જલ્લા-દને હાથે ધડથી માથું જૂદું કરાવવાને–સરકારને જે યોગ્ય લાગે તે શિક્ષા ખમવાને તત્પર રૂહેવું અથવાતો......"

સાલેદીન.—" અથવા તો ?—હાં, કૂહે !"

અબદુલ.—" આપણી પાસે જે પૈસો એકઠો થયેલો છે તે વ્હેંચી-લઇ, નવાબના રાજ્યમાંથી બ્હાર જવું, સારી અને નવા પ્રકારની જીંદગી-ગાળવી અને ખુદાની મહેરબાની પાછી મેળવવાને પ્રયત્ન કરવો.–આપણી પાસે હાલ એટલો તો પૈસો છેજ કે પછી જેથી આપણે શું ખાઇશું ? એ સવાલ રહેનો નથી. ત્હમે ગમે તો દૂરના કોઇ દેશમાં જાગીર વેચા-તી લઇને રહો, વ્યાપારમાં પડો, ધંધો રોજગાર કરો, અથવા ટુંકામાં, એ-વું કાંઇ કરો કે જેથી ત્હમને ખૂનીનો ધંધો છોડી દેવાનું મન થાય. પછી આપણામાંથીજ આપણી સ્થિતિના લોકોની ખુબસુરત પુત્રીઓમાંથી જે જેને પસંદ પડે તે ત્હેની સાથે લગ્ન કરશે, વંશવેલો વધારશે, છોકરાં અને છોકરાંનાં છોકરાં રમાડશે, ખાશે પીશે અને આનન્દ કરશે, અને પ્હે-લાંની પોતાની બદચાલનો બદલો, સારી રીતે ચાલીને વાળી દઇ શકશે."

સાલેદીન.—"હા ! હા ! હા !"

અબદુલ.—"જે ત્હમે કરશો તે હું પણ કરવાને તૈયાર છું; અને ત્હ-મારી મરજીમાં આવે તે પ્રમાણે તમારી સાથે પ્રમાણિકપણે રહેવા અથવા ફાંશીને લાકડે લટકવાને પણ તત્પર છું.–બોલો ત્યારે ત્હમારો ઠરાવ શું છે."

સાલેદીન.—" આવો મૂર્ખ સલાહકાર કોઇ પણ દિવસ જોયો હતો?"

શેરખાં.—"અમારો ઠરાવ ? ખરે ! એ બાબતમાં કાંઇ બહુ અચરી નથી."

અબદુલ.—" મ્હને લાગે છે કે થોડા વખત ઉપર તે રહેલી તો

ન્હોતીજ."

સાલેદીન.—"બીજી વધારે ભાંજગડ કર્યા વિના હું દરખાસ્ત કરૂંછું કે આપણે જેવા છીએ ત્હેવાજ રૂહેવું અને આપણો જૂનો ધંધો ચલાવ્યે જવો. એથી આપણી પાસે ઢગલે ઢગલા પૈસો પણ આવશે અને આપણી જીંદગી પણ ગમ્મતમાં જશે."

શેરખાં.—"કબુલ, દોસ્ત! હું ત્હારા મતને અક્ષરેઅક્ષર મળતો છું."

સાલેદીન.—"આપણે ખૂની છીએ એ વાત તો ખરી, પણ ત્હેમાં શું થઇ ગયું? આપણે પણ પ્રમાણિક ગૃહસ્થો છીએ અને એ વાતની કોણ ના કહે છે તે તો જોઉં. તોપણ હમણાં આપણે થોડા દિવસ જણાઇ ન જઇએ એટલા માટે ઘરમાં રૂહેવું, કારણ હું ખાત્રીથી કહું છું કે નવાબના જાસુસોએ ક્યારનુંએ તપાસને માટે ચોગરદમ ફરવા માંડયું હશે. એ તપાસ પુરી થઇ રૂહે કે પછી આપણું પ્હેલું કામ તો એજ કે મહમ્મદના ખૂનીને શોધી કહાડી ત્હેનો જીવ લેવો, કે હવે ફરીથી બીજો કોઇ ત્હેવું કામ કરવાની હિમ્મતજ ધરી શકે નહિં"

સઘળા.—"સાબાશ સાબાશ!"

શેરખાં.—"અને હું દરખાસ્ત મૂકું છું કે આજથી સાલેદીન આપણી ટોળીનો સરદાર થાય."

ન્હારસિંહ.—"હા. હા. મહમ્મદનીજ જગોએ."

સઘળા.—"કબુલ! મંજુર!"

અબદુલ.—"હું પણ એ દરખાસ્તને મ્હારા ખરા દિલથી ટેકો આપું છું ચાલો હવે બધું નક્કી થઇ ગયું.



# વિભાગ બીજો. અબદુલ અને ફાઝેલ.

## પ્રકરણ. ૧ લું.

### જન્મતિથિ.

મહમ્મદના ખૂન પછીનો બીજો દિવસ તે લૂંટારાએ એકાન્ત તથા ચિન્તાગ્રસ્ત, અને ઘરનાં બારીઓ બારણાં બંધ રાખીને ગાળ્યો! રસ્તા ઉપરથી સંભળાતી સ્હેજસાજ ગરબડ પણ ત્હેમને ધાસ્તીનું નવું કારણ થઇ પડતી; અને ત્હેમના ઘર પાસે આવતાં દરેક માણસનાં પગલાં, ત્હેમના બારણા પાસે થઇને જતાં ત્યાં સુધી, ત્હેમના શરીરમાં ખરેખરો ધ્રૂજારો ઉત્પન્ન કરતાં.

એવામાં નવાબસાહેબનો મ્હેલ ભભકાથી દીપી ઉઠતો હતો અને હર્ષથી પ્રફુલ્લિત જણાતો હતો. નવાબની ખુબસુરત ભત્રીજી ગુલબદન બેગમની આજ વર્ષગાંઠ હતી; અને તેથી નવાબના આનન્દમાં ભાગ લેવાને સઘળા અમીર ઉમરાવો, મ્હોટા અધિકારીઓ, બીજાં રાજ્યોના વકીલો, તથા ખંભાતમાં તે વખતે આવેલા ઘણાખરા પ્રતિષ્ઠિત પરદેશીઓ, ત્યાં હાજર થયેલા હતા.

આ વખત, આ મેળાવડો સંતોષકારક અને ખુશકારક નીવડે ત્હેને માટે કોઇ પણ પ્રકારનું ખર્ચ કરવામાં ખામી રાખવામાં આવી ન્હોતી. દરેક પ્રકારના હુન્નરકળાના નમૂના-પછી ગમેતો તે હિન્દુઓએ બનાવ્યા હોય અગર મુસલમાનોએ, તોપણ અહિં ખરીદવામાં આવ્યા હતા. ઉત્તમોત્તમ કવિઓ, શાયરો, તથા ભાટચારણો અને બંદીજનોએ કવિતાના ઉન્નતસ્વરૂપથી ત્હેના વ્યાવહારિક રૂપ સુધી સર્વત્ર ત્હેને ગજાવી મુકી હતી; અને ત્હેમના નજીવા પ્રયત્નો પણ આજ ફળપ્રદ નીવડતા, ત્હેનું કારણ માત્ર એ હતું કે તે કવિતાનો વિષય ગુલબદન હતી. ગાયન કરનારા અને સતાર, મૃદંગ વગેરે વગાડનારા પણ આજ પોતાના પ્રયાસોમાં સર્વોત્તમ થયા, કારણ ત્હેમને આજ પૃથ્વીઉપર દિવ્ય વસ્તુનુંજ ગાન કરવાનું હતું. મિજલસમાં આવનાર દરેક ગૃહસ્થની કલ્પનાના તરંગો દરેક પ્રકારના આનન્દસમુદ્રમાં લુબ્ધ થવા લાગ્યા; અને આ આનન્દસમુદ્રની દેવીનું સામ્રાજ્ય ધીમે ધીમે આખી મિજલસ-વૃદ્ધો અને યુવાનો, પ્રૌઢાઓ અને બા-

લાઓ, સર્વના-ઉપર સંપૂર્ણ રીતે પ્રસર્યું.

માનનીય, વૃદ્ધ બહાદુરશાહ આ પ્રસંગના જેટલા હર્ષમાં જોવામાં આવ્યો હતો તે આનન્દમયજ હતો; ત્હેના ઓઠ ઉપર કૃતકૃત્યતાનું હાસ્ય રમતું હતું. દરેક માણસની સાથે તે નિરભિમાન તથા માયાથી વર્તતો હતો એટલુંજ નહિં પણ પોતાના ઉચ્ચ દરજ્જાથી કોઇ પણ મનુષ્યને અગવડ ન પડે એવી રીતે ચાલતો હતો. વખતે પોતાના દરબારના શણગારરૂપ જે સુન્દરીઓ ગણાતી હતી ત્હેમની સાથે નજીવી વાતો કરતો; વખતે તે રાજ્યના સરદારોની સાથે શતરંગ ( શેતરંજ )ની રમત રમવામાં મશગૂલ થતો અને વારંવાર તે પોતાની ખુબસુરત ભત્રીજી ગુલબદનના અલૌકિક સૌંદર્યને જોઇ હૃદયમાં આનન્દ પામતો.

મહેલ વિવિધ પ્રકારનાં ફુલ તથા પાંદડાં અને અનુપમ વસ્તુઓથી ઓગરદમ શણગાર્યો હતો. જ્યાં ત્યાં નાના પ્રકારનાં વાજીંત્રોના અવાજ કર્ણમાં મધુરતા રેડતા હતા, સ્ત્રી પુરુષોનાં ટોળે ટોળાં આમ તેમ ફર્યા કરતાં હતાં, એક બાજુએ જુદા ઓરડાઓમાં હિન્દુ મુસલમાન વગેરે જુદી જુદી જાતિઓને માટે અને ત્હેમાં પણ પાછા માણસોની સ્થિતિના પ્રમાણમાં જુદા જુદા વિભાગોને માટે ઠેકાણે ઠેકાણે ભીલા સુકા મેવાઓ તથા નવીન નવીન પ્રકારની મીઠાઇઓ દૃષ્યમાન્ થતાં હતાં. સુન્દરીઓ તથા પુરુષો એક બીજાને મળે— વાતચીત કરે અને સાથેજ મીઠાઇ ખાય અથવા શરબત પીએ એવા પ્રકારની સર્વ સ્થળે સંપૂર્ણ સગવડ થયેલી છતાં જે સ્ત્રીઓ તથા પુરૂષોને એકલાંજ રહેવું હોય ત્હેમને સારૂ ત્હેવી ગોઠવણ પણ કરવામાં આવેલી હતી. ટુંકામાં પોતાના સઘળા અમીરો સરદારો તથા મુસલમાન હિન્દુઓ,—સર્વ જેથી ખુશી થાય તથા સંતોષ પામે ત્હેવું કાંઇ પણ બાકી રાખવામાં આવ્યું ન્હોતું.

બહાદુરશાહ તથા ત્હેની પૂર્વે થયેલા ત્રણ ચાર નવાબોની ફત્તેહમંદ યશસ્કર, અને ધર્માંધતારહિત કાર્કીર્દીમાં હિન્દુસ્થાનનાં બીજાં રાજ્યોમાં પડેલા હિન્દુ અને મુસલમાન વચ્ચેના ગાઢ—ભેદ નહિ જેવાજ થઇ ગયા હતા. મહાન અકબરના આ બાબતમાં થયેલા દિગ્વિજયનું અહિં પુનરાવર્તન થયેલું હતું: અને તેથીજ જ્યારે આખા હિન્દુસ્થાનને " પડતી'—રાક્ષસીએ કચરવા માંડયો હતો ત્યારે આપણે ખંભાત જેવા એક ન્હાના રાજ્યને સમૃદ્ધ, વિસ્તારવાળું તથા માનનીય થઇ પડેલું જોઇએ છીએ.

નવાબના ત્રણ જુના મિત્રો ખ્વાઝાખાન. માણેકચંદ અને દયાલસિંહ પોતાનું વય વૃદ્ધ થયેલું હોવા છતાં અહિંની સઘળી ગમ્મતોમાં ભાગ લેતા, સ્ત્રી પુરૂષોનાં ટોળાં અથવા જોડાં જે મળે ત્હેની હાસ્યવિનોદ કરતા, અને ગમે તે સ્થિતિનો માણુસ હોય તો ત્હેની સાથે એકદમ ભળી જઇ ત્હેને મહેલમાં બરોબર સગવડ પડે છે કે નહિ તે વગેરે તપાસ કરી, બંદોબસ્તમાં કોઇ પણ પ્રકારની ખામિ હોય તે દૂર કરતા.

બહાદુરશાહ જે પોતાના વિશાળ દિવાનખાનાની એક બારીએ પોતાની ભત્રીજી ગુલબદનની સાથે વાત કરતો ઉભો હતો તે પાસેના બારણામાંથી ખ્વાઝાખાનને અંદર પ્રવેશ કરતો જોઇ બોલી ઉઠયો, "ખ્વાઝાખાન આપણે જે દિવસે જંજિરાને ઘેરો ઘાલ્યો હતો અને ચાંચિયાઓની સાથે ઘણીજ સખ્ત લડાઇ થઇ હતી, તે દિવસના કરતાં પણ આજ હું ત્હમને વધારે હર્ષમાં જોઉં છું. તે દિવસ પણ ત્હમે ખરેખરા ખુશ મિજાજમાં હતા."

ખ્વાઝાખાન.—" સરકાર ! એતો મ્હારાથી પણ ના નાહિ કહી શકાય, આપણે જંજિરાની દિવાલો ઉપર મધ્યરાતે જ્યારે આપણો અર્ધચન્દ્ર-વાવટો રોપ્યો ત્યારે જે ભય અને આનન્દ ધાસ્તી અને ઉત્સાહ ક્ષણે ક્ષણે હ્રદયને દોલાયમાન કરતાં હતાં ત્હેનું તો હજી પણ સ્મરણ માત્ર છતાં શરીરે પરસેવાના ઝેબઝેબ ઉતરે છે અને નિદ્રિત વૃત્તિઓ પણ યુદ્ધને માટે તત્પર થઈ જાય છે. મ્હારા જીવના સમ ! આપણા ખંભાતીઓ પણ ખરેખર તે દિવસ સિંહના જેવાજ લડયા હતા."

બહાદુરશાહ.—" હવે નિરાંતે આનન્દમયજીંદગી ગાળ્યા કરો. મ્હારા શૂરવીર સરદાર ! ત્હમે તો ત્હમારી ફરજ બજાવી ચુકયા છો અને હાલનો આરામ ત્હમારી પ્રથમની–યૌવનની મહેનતોનો યોગ્ય બદલોજ છે.

ખ્વાઝાખાનઃ—"હા. સાહેબ, અને–અહા ! પૂર્વકાલનાં પરાક્રમોનું સ્મરણ કેટલું મધુર લાગેછે ! પણ સાચું કહેવડાવોતો મ્હારી કીર્તિને માટે ત્હમારોજ હું આભારી છું, કારણ મ્હને જે કાંઇ માન મળ્યું છે તે ત્હમારે લીધેજ છે. હું મહાન્ બહાદુરશાહના હાથ નીચે પોરબંદર અને રામાસ*ની લડાઇઓ ન લડયો હોત અને દિવના દરિયાઇ યુદ્ધમાં ત્હેમનીજ સરદારી નીચે રાજ્યની કીર્તિ ફેલાવવામાં સહાય ભૂત ન થયો હોતતો

* હિન્દુસ્થાના પશ્ચિમ કિનારા ઉપર એક ભૂશિર છે.

આજ કોઇ જાણતું પણ ન હોત કે ખ્વાજાખાન નામનો મનુષ્ય દુનિયાં-માં જીવે છે કે નહિ."

બહાદુરશાહ—"મ્હારા ભલા ખ્વાજાખાન! મ્હને તો લાગે છે આ બધી ગમ્મતોમાં બહુ ફર્યાથી ત્હમારૂં મગજ ઠેકાણેથી જરા આઘું પાછું ખશી ગયું છે."

ખ્વાજાખાન.—"ના. ના. એવું કાંઇજ નથી. હું જાણું છું. સરકાર! કે મ્હારે ત્હમને ત્હમારે મ્હોંયેજ 'મહાન્' ન કહેવા જોઇએ, પણ ખરે, હવે ખુશામત મ્હને નિરુપયોગિ થઇ પડે એટલો તો ઘરડો હું થયોજ છું. મ્હને ખોટાં વખાણ કરવાની કાંઇ જરૂરજ નથી અને ત્હેની દરકાર પણ નથી; હું એ કામ તો ખંભાતી યુવાન અમીરો જેમને હજી દારૂ ગોળાની જરા વાસતો આવી નથી, અને જેઓએ ખંભાત તથા બહાદુરશાહને માટે લોહીનું એક ટીપું પણ પાડયું નથી, ત્હેમનેજ સોંપું છું."

બહાદુરશાહ.—"ખ્વાજાખાન! ત્હમેતો એવાને એવા અધ્ધોન્મત્તજ રહ્યા.—ત્હમે ધારો છો કે બાદશાહ ત્હમારો મત સ્વીકારે!"

ખ્વાજાખાન—"જો મહમ્મદશાહ અમરાવતી અને માંડુના રણ-સંગ્રામો ભૂલી ગયો ન હોય, ખુશામતિયાઓથી છેતરાઇજતો ન હોય, અથવા પોતાના દુશ્મનની મ્હોટાઇની અદેખાઇ ત્હેની આંખો પુરી ન દેતી હોય તો—જરૂર કહ્યા વિના રહેજ નહિ કે, આખા હિન્દુસ્થાનમાં એકજ માણસની મ્હને ધાસ્તી છે, એકજ માણુસ મ્હારી સાથે લ્હડવાને યોગ્ય છે—અને તે ખંભાતનો નવાબ બહાદુરશાહ છે."

બહાદુરશાહ.—"મ્હને લાગે છે કે માળવાના નવાબને પકડયા બાબતનો આપણો જવાબ એ જ્યારે વાંચશે ત્યારે તો હાથ હાથ કુદશે."

ખ્વાજાખાનઃ—"હા. સાહેબ! એ ગુસ્સે તો થશેજ; પણ ત્હેમાં શું થઇ ગયું? ખંભાત. જ્યાં સુધી બહાદુરશાહ જીવે છે ત્યાં સુધી ત્હેના નિર્માલ્ય ગુસ્સાની કાંઇજ દરકાર રાખે તેમ નથી. પણ જ્યાં ત્હમે અને તમારી સાથે ઉછરેલા વીરનરો એકવાર આ ફાનિ દુનિયાંમાંથી અહસ્તનશીન થયા કે પછી......ખરેખર ખંભાત! ત્યારે તો ત્હારી અવદશાજ આવી સમજવી, મ્હને ફિકર માત્ર એજ રહે છે કે આ સોનેરી દિવસો પડતિના વખતને માટે જગો કરવા પવન વેગેજ ઉડી જશે."

બહાદુરશાહ.—" શું આપણા રાજ્યમાં ભવિષ્યમાં સારા નીવડે એવા યુવાન અમીરો તથા સરદારો નથી ? "

ખ્વાજાખાન.—" ઓ ખુદા ! આપણા ઉમરાવોનો મ્હોટો ભાગ શું છે ? તેઓ રણસંગ્રામ કરતાં રતિસંગ્રામમાં ઘણા વધારે હુંશિયાર છે ! નીશાબાજીમાં ખરેખરા પહેલવાન, મન અને તનમાં ઘસાઇ ગયેલા બિનકૌવત બાયલાઓ, પણ હા ! આ વળી બીજી બાબતો ઉપર હું કયાં દોડયો ગયો ?......જ્યારે માણસ વૃદ્ધાવસ્થાએ પ્હોંચ્યો હોય છે અને બહાદુરશાહ જેવા વીરનર તથા રાજનીતિજ્ઞ પુરુષની સાથે વાત કરવાનો ત્હેને વખત મળે છે, ત્યારે—તે વખતે તે દુનિયાંની નજીવી વસ્તુઓ ભૂલી જાય એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. સરકાર ! મ્હારે આપને એક અર્ઝ ઘણીજ જરૂરની કરવાની છે."

બહાદુરશાહ.—" ત્હમે મ્હારી જિજ્ઞાસા જાગૃત કરો છો. "

ખ્વાજાખાન.—" આશરે એક અઠવાડિયા થયાં અહમદનગરથી અમીર ફાઝિલખાન નામનો એક ઘણો બુદ્ધિશાળી અને અમીરી દેખાવનો યુવાન અહિં આવી પ્હોંચ્યો છે."

બહાદુરશાહ.—" પછી ? "

ખ્વાજાખાન.—" ત્હેનો બાપ મ્હારો જીવજાન દોસ્ત હતો; તે બહાદુર બલો સરદાર હાલ બેહસ્તનશીન છે ! ન્હાનપણમાં અમે બંને જણા લશ્કરની એકજ ટુકડીમાં હતા અને ત્હેણે કેટલીક વખત અદ્‌ભૂત સાહસથી મ્હારો તેમ બીજા કંઇકનો જીવ બચાવ્યો હતો. ખરેખર ! તે એક બહાદુર નર હતો. "

બહાદુરશાહ.—" ખ્વાજાખાન ! પિતાનાં પરાક્રમોનું વર્ણન કરતાં ત્હમે પુત્રને તો કયાંયે વિસારી મૂકયો જણાય છે. "

ખ્વાજાખાન.—" ત્હેનો પુત્ર ખંભાતમાં આવ્યો છે, અને રાજ્યની નોકરીમાં દાખલ થવા ઇચ્છા રાખે છે. તે યુવાનને એકાદ સારી જગો આપવાને હું આપને ખાસ અર્જ કરૂં છું. જ્યારે આપણે સર્વે કબરમાં સુતા હોઇશું ત્યારે તે યુવાન ખંભાતની મગરૂરીનું કારણ થઈ પડશે એમ મ્હને તો ખાત્રી છે; એ વાતની ખાત્રી ઉપર હું મ્હારો જાન બરબાદ કરવા તૈયાર છુ. "

બહાદુરશાહ—"એનામાં બુદ્ધિ છે? અક્કલ છે ? "

ખ્વાજાખાન.—"એ તો છેજ, પણ તે ઉપરાંત ત્હેના બાપના જેવી-જ સિંહની છાતી છે.—એની સલામ લેશો? એની સાથે વાત પણ કરવા જેવી છે. દિવાનખાનામાં અમીરોની સાથે બેઠો છે. એને બોલાવું! એની શક્તિના ફક્ત એકજ નમૂના તરિકે ત્હમને એક વાત કહું તે સાંભળો. ખંભાતને હેરાન કરનારા લૂંટારાઓ વિષે ત્હેણે સાંભળ્યું છે, અને પોતાની નોકરીના પ્હેલા કામ તરિકે, જે લૂંટારાઓએ હજુ સુધી આખા ખંભાતના નગર રક્ષકોને હફાવ્યા છે, અને જેમનું ગુપ્ત સ્થાન હજી અગમ્યજ રહેલું છે, ત્હેમને પકડી આપવાનું તે માથે લે છે."

બહાદુરશાહ.—"ખરે? મ્હને લાગે છે કે એ કામ તો નિશ્ચય ત્હેની શક્તિની બ્હારનુંજ થઈ પડશે. એનું નામ ત્હમે ફાઝિલખાન કહ્યું? એને કહો કે મ્હારે એની સાથે વાત કરવી છે."

ખ્વાજાખાન.—'હું! ત્યારે તો મ્હારું અર્ધું કામ પાર પડ્યુંજ; કારણ ફાઝિલને જોવો અને પછી ત્હેને ના ચ્હાવું, એતો સ્વર્ગ જોવું અને પછી ત્હેમાં રૂહેવાનું મન ન કરવું ત્હેના જેવુંજ કઠિન છે. ફાઝિલને જોવો અને પછી ત્હેના ઉપર અપ્રીતિ દર્શાવવી, એતો આંધળા માણસની આંખમાંથી આવી ગયેલી છારી દૂર કરીને કુદરતની ખુબસુરતીઓ તથા તેજના અમૃતમય સમુદ્રમાં ત્હેની દૃષ્ટિને સ્નાન–પાન કરાવનાર હાથ તરફ તે અપ્રીતિ બતાવે, ત્હેના જેવુંજ મુશ્કેલ થઇ પડવાનું."

બહાદુરશાહ (હસતે મ્હોંયે)–ખ્વાજાખાન? આપણી દોસ્તી શરૂ થયે આટલાં બધાં વર્ષ થયાં છતાં ત્હમને આટલા બધા ઉત્સાહી મ્હેં કદિ પણ જોયા ન્હોતા? જાઓ; આ ત્હમારા વિલક્ષણવાળા યુવાનને મ્હારી પાસે જલદી બોલાવી લાવો."

ખ્વાજાખાન.—(મ્હોં મલકાવીને) "ઠીક ત્યારે હું જાઉ છું.–પણ બેગમ સાહેબ? ત્હમે તો સંભાળજોજ. ત્હમને તો હું પહેલેથી ચેતવણી આપું છુ, સંભાળજો."

ગુલબદન.—" કાંઇ ફિકર નહિ. ખ્વાજાખાન! ત્હેની ત્હમારે કોઇ પણ પ્રકારની ફિકર રાખવીજ નહીં. ત્હમારા શૂરવીરને અહિં બોલાવી લાવો. ત્હેને જોવાની મ્હને પણ ઘણીજ ઉત્કંઠા થઇ ગઇ છે."

ખ્વાજાખાન ફાજલખાનને શોધી કહાડવાને નવાબ પાસેથી રજા લઇને ગયો.

બહાદુરશાહ.—" બ્હેન ! તું કેમ ક્યારની અહિંજ ઉભી રહી છે ? બધી ઉમરાવજાદીઓ ત્હારી વાટ જોતી હશે."

ગુલબદન.—" હું ફરી ફરીને-આવકાર કરીને-તથા વાતો કરીને છેક જ થાકી ગઇ હતી અને હવે તો ફાઝિલખાન કે જેનાં ખ્વાજાખાન આટલાં બધાં વખાણ કરતા હતા ત્હેને જોવા-ની ઇચ્છા મ્હને અહિં રોકી રાખે છે. કાકા સાહેબ ? ત્હમને ખરેખરૂં કહું ? મ્હને લાગે છે કે મ્હેં એને ક્યારનોયે જોયેલો છે. અ-મીરોના ભેળો એક પરદેશી યુવાન ફરતો હતો તેજ એ હશે એમ મ્હને લાગે છે ત્હેનો દેખાવ એવો તો આકર્ષક હતો કે પુરૂષો અને સ્ત્રીઓ, બધાં ત્હેના મ્હેરા તરફ એક નજરે જોઇ રહેતાં હતાં, અને આ વિષે સઘળાં માંહોમાંહે પુછપરછ કરતાં હતાં. તે રૂસ્તમી દેખાવનો પહેલવાન હતો, છતાં મજનુનના જેવોજ ત્હેનો ચ્હેરો ચિન્તાશીલ હતો, એની ચા-લવાની ઢબ, વાતચીત કરવાની રીત ખરેખર અમીરીજ હતી. એણે મુ-ગલાઇ પોશાક પ્હેરેલો હતો—"

બહાદુરશાહ.—(જરા હસી કૃત્રિમ ગુસ્સામાં આંગળી ઊંચી કરીને) —" જો જો, હો ! તું એ ખ્વાજાખાનના પંથમાં ભળી ચુકી કે ?"

ગુલબદન.—"ના. ના. કાકા સાહેબ ! એમાં કાંઇજ-જરા પણ અ-તિશયોક્તિ નથી. એ અમીરી યુવાન અને આ ફાઝિલખાન એ બે જૂદા-જ માણસો પણ હોય, પણ ખ્વાજાખાનના વર્ણન ઉપરથી જોતાં...... જુવો ! જુવો ! કાકાસાહેબ ! પેલી તરફ જુવો, પેલો મુગલાઇ યુવાન એ ઉભો."

બહાદુરશાહ.—"અને ખ્વાજાખાન ત્હેની પાસે ગયા જો ! એ બે જણ આ તરફ ફર્યા :ગુલબદન ! ત્હારૂં ધારવું ખરૂં હતું."

નવાબ બોલી રહ્યો નહિ એટલામાં તો ખ્વાજાખાન પોતાની સાથે એક કીમતી મુગલાઇ પોશાક પ્હેરેલા યુવાનને લઇ, ત્યાં આવી પહોંચ્યો.

"મ્હારા કદરખાન સરકાર!" ખ્વાજાખાને કહ્યું, આ અમીર ફાઝિલ-ખાન આપને કુરનસ બજાવે છે અને આપનો આશ્રય માગે છે.

ફાઝિલખાને પોતાની ઊંચી મુગલાઇ ટોપી ઉતારી, ઘુંટણીએ પડી ખંભાતના માનવંતા નવાબને સલામ કરી.

બહાદુરશાહ.—"મ્હારા જાણવામાં આવ્યા પ્રમાણે, ત્હમે અમારા રાજ્યમાં રહેવાનો ઇરાદો રાખોછો?"

ફાઝિલખાન.—"હા સરકાર જો આપ સાહેબ મ્હને એવા મ્હોટા માનને લાયક ગણો તો, તેજ મારી મ્હોટામાં મ્હોટી ઇચ્છા છે."

બહાદુરશાહ.—"ખ્વાઝાખાન ત્હમારાં બહુ વખાણ કરે છે. જો એ કહે છે તે સઘળું જ ખરું હોય તો ત્હમારા સ્વદેશની સેવા ત્હમારે શાને માટે મૂકી દેવી પડી?"

ફાઝિલખાન.—"કારણ કે બધાં રાજ્યોમાં બહાદુરશાહ જેવા રાજ-કર્ત્તાઓ નથી."

બહાદુરશાહ.—"મ્હારા સાંભળવા પ્રમાણે, જે લૂંટારાઓએ કેટલોક વખત થયાં ખંભાતમાં આંસુની નદી વ્હેવરાવી છે, ત્હેમનું રહેઠાણ શોધી કાઢવાનું ત્હમે માથે લ્યોછો?"

ફાઝિલખાન.—"જો આપ નામદાર ફક્ત મ્હારા ઉપરજ વિશ્વાસ રાખો, તો સત્વર તે લૂંટારાઓને પકડીને આપ સરકારના હાથમાં સોંપી દેવાનું વચન આપવાને અને તેમ હું ન કરી શકું તો મ્હારું માથુ ગુનેહગાર તરીકે આપવાને હું તૈયાર છું."

બહાદુરશાહ.—"એક પરદેશી એટલું બધું કરી શકે એ મ્હને તો ઘણુંજ અસંભવિત લાગે છે; પણ ત્હમે તમારૂં વચન પાળી શકોછો કે નહિ, ત્હેનો દાખલો જોવાને મ્હારી ના નથી."

ફાઝિલખાન—"ઠીક, સાહેબ! એટલું બહુ છે.—કાલ અથવા બહુતો પરમ દહાડે આપને આજ આ આપેલું વચન પાળીશ."

બહાદુરશાહ.—"ત્હમે ત્હમારું વચન આટલી બધી ખાત્રીથી આપો છો? યુવાન માણસ! ત્હમને ખબર છે કે એ બદમાશોને છાપો મારીને પકડી લેવા એ કામ કેટલું બધું ભયંકર છે? તે લોકો શોધ્યા જડતા નથી અને જરૂર ન હોય એવે વખતે આવીને પહેલા હાજર થાય છે; ખંભાતમાં એવો એક પણ ખૂણો નથી, એવી એક પણ જગ્યો નથી, કે જે અમારા જાસુસો શોધ્યા વિના રહ્યા હોય અને એમ છતાં પણ અહિંના કાબેલમાં કાબેલ નગરરક્ષકો પણ—આટલો બધો વખત થયા છતાં પણ શોધી ક્‌હાડવામાં ફત્તેહમંદ નીવડયા નથી."

ફાઝિલખાન.—"એ સઘળું જાણુંછું અને તેથી તો ઉલટી મ્હને બમણી હોંશ થાયછે કે, ખંભાતના નવાબ સાહેબને હું બતાવી શકીશકે હું સાધારણ રખડેલ મુસાફરોના જેવો નથી. મ્હારી તે કામ સંપૂર્ણ રીતે

પાર ઉતારવાની શક્તિ બાબત આપ નામવરને કાંઈ પણ અંદેશો રાખવાની જરૂર નથી."

**બહાદુરશાહ.**—"ત્હમારા વચન પ્રમાણે ત્હમે વર્તો; અને પછી, **ખ્વા**ઝાખાન! એમને વિષે મ્હને યાદ દેજો. આટલેથીજ આજ આપણી મુલાકાત તથા વાતચીત અટકે છે; કારણકે આજ રાજકાજના વિષયની વાતો કરવાથી આવા હર્ષના દિવસનો હેતુ પાર પડી શકતો નથી.—ગુલબદન! ત્હારે દિવાનખાનામાં થતા ખેલો જોવા નથી? **અ**મીર ત્હમે એની સાથે રહેજો!"

**ફા**ઝિલખાન.—"મ્હને એથી વધારે મ્હોટું માન મળી શકત નહિ."

ગુલબદન, **ફા**ઝિલખાનની સાથે પોતાના કાકાને થતી વાતચીત સાંભળતી પાસેના એક આરસના પૂતળાને અઢંગીને ઉભી રહી હતી. ત્હેને **ખ્વા**ઝાખાનના શબ્દો ફરીથી યાદ આવ્યા, "**ફા**ઝિલખાનને જોવો અને પછી ત્હેને ન ચ્હાવું, એ તો સ્વર્ગ જોવું અને પછી ત્હેમાં રહેવાનું મન ન કરવું, ત્હેના જેવુંજ કઠિન છે;" અને જેમ જેમ તે ત્હેના ચ્હેરા તરફ જોતી ગઇ તેમ તેમ **ખ્વા**ઝાખાનની જરાપણ અતિશયોક્તિ ન્હોતી એમ ત્હેની ખાત્રી થતી ગઇ. તેથી જ્યારે ત્હેના કાકાએ ત્હેને **ફા**ઝિલનીખાનની સાથે દિવાનખાનામાં જવાનું કહ્યું ત્યારે ત્હેની સ્ફટિક મુખાકૃતિ ઉપર સુન્દર વ્રીડાવિકારરૂપી ગુલાબ ધીમે ધીમે સંપૂર્ણતામાં ખીલ્યું અને ત્હેની સાથે જવું, કે કાંઇ બ્હાનું કૂહાડીને ન જવું, એ બાબત મનમાં વિચાર કરવા લાગી.

ખુબસુરત સુન્દરીઓ! જો ત્હમે મ્હારો સત્ય અભીપ્રાય પુછતાં હો, તો. હું તો ખાત્રીથી કહી શકું છું કે, ગુલબદનની તે વખતની સ્થિતિમાં ત્હમે હોતો ત્હમારામાંથી પણ કોઇકજ ત્હેના કરતાં ઓછી ગભરાયા વિના રહે. ખરેખર **ફા**ઝિલખાનના જેવી આકૃતિ, જોનારના હૃદયોમાં ત્હેને જોતાંજ ચ્હાવાનું એકદમ મન થઈ જાય એવો સુરમ્ય ચ્હેરો; કોઇપણ ચિત્રકાર અથવા શિલ્પશાસ્ત્રી ઉત્તમોત્તમ પ્રકારની આકૃતિનો પુરુષ આલેખવા અથવા કોતરવા માગતો હોય ત્હેને આ મનુષ્યાકૃતિ જોયાથી કોઈ પ્રકારનો સુધારો વધારો કરવાની ઇચ્છા પણ ન રહે એવાં દરેક સુન્દર અવયવોના સંગ્રહ રૂપ દિવ્ય સ્વરૂપ; અને મનસ્કાન્ત આંખોમાં રમતો અમાનુષી પ્રભાવ, જે નજરે પડતાંજ મનમાં થઈ જાય કે, "આ યુવકની છાતી નીચે વીર પુરુષનું હૃદય અને કોઇ મહાત્માનું અંતઃકરણજ નિવાસ કરે છે":—

આહા, સુન્દરીઓ ! મનોહર બાનુઓ ! આવા પુરુષને જોતાં ગુલબદનના જેવી વિનીત, કોમલ, ઉછરતી બાલિકાનું અભિનવ પ્રેમનાં હજી દર્શન માત્ર કરતું હૃદય જરા ગભરાઇને વધારે વધારે ઝડપથી ઉછળવા માંડે તો ત્હેમાં ત્હમને કાંઇ વધારે આશ્ચર્ય જેવું લાગે છે,

ફાઝિલખાન ગુલબદનની સાથે દિવાનખાના તરફ વળ્યો અને બને જણે સાથેજ ત્હેમાં પ્રવેશ કર્યો. અહિં આનન્દ અને ગમ્મત, ભભકો અને ઠાઠમાઠ સર્વ સ્થળે—જ્યાં જુવો ત્યાં નજરે પડતાં હતાં. આખો મહેલ ગીત વાદ્યના નાદથી ગાનમય દૃશ્યમાન્ થતો હતો અને તે સર્વનો સંવાદ જીવન અને અન્ય વસ્તુઓમાં એક નૂતન હૃદય સંબંધને જન્મ આપતો હતો. નૃત્ય અને સંગીતમાં લીન થયેલી બાલિકાઓ—નવાનવા પ્રકારનાં વાદીત્રોના મંજુલસ્વરમાં લુબ્ધ થઇ ગયેલા પુરુષો—ચોતરફ સુગંધ સિન્ધુનાં મોજાં ઉછળાવી રહેલાં કુસુમપાત્રો—અનુપમ કારીગરીથી આંખોમાં મોહિનીમય થઇ કામણ કરી રહેલાં સુન્દર ચિત્રો—અદ્વિતીય શિલ્પ કૃતિઓના નમૂના રૂપ જીવતી વસ્તુઓને પણ વિસ્મરાવે એવાં પૂતળાંઓ—અને તે બધાંની આસપાસ, આમ તેમ ફરતાં અથવા ઉભાં રહેલાં નવયૌવના સુન્દરીઓ તથા પ્રવીર-પુરૂષાતન દર્શાવતા ભવ્ય પુરુષોનાં ટોળે ટોળાં, એ સર્વથી અહિં સ્વર્ગીય દેખાવનુંજ પ્રેક્ષકને કાંઇક ભાન થાય ત્હેમાં આશ્ચર્ય જેવું ન્હોતું. ફાઝિલખાન અને ગુલબદન આ અલૌકિક દેખાવ જોઇજ રહ્યાં. ત્હેમનાં બંનેનાં હૃદય આ દિવ્ય ચિત્ર અવલોકવામાં એક જ થઇ ગયાં અને કાંઇ પણ બોલ્યા શિવાય તેઓ તે દિવાનખાનાના મધ્ય ભાગમાં થઇને ખૂણા ઉપરની એક બારી આગળ જઇ ઉભાં. આમને આમ મૌનાવસ્થામાં કેટલોક વખત ચાલ્યો ગયો. કોઇ કોઇ વાર ત્હેમની દૃષ્ટિ એક બીજા તરફ ખેંચાતી અને મળતી, કોઇ કોઇ વખત તેઓ પોતાની દૃષ્ટિ સમિપે ઉત્પન્ન થયેલા આ મનોહર દેખાવ તરફ જોતાં, અને ક્વચિત્ બારીમાંથી ડોકિયાં કરતો રમ્ય ચન્દ્ર પણ ત્હેમની આંખો આકર્ષતો. અસંખ્ય દીવાઓ તથા હાંડી ઝુમ્મરોનો દેદીપ્યમાન તીવ્રપ્રકાશ—અનેક મ્હોટા કાચના તખ્તાઓમાંથી પ્રતિબિમ્બિત થતા દીવાઓના તેજને બ્હાર રમતી શીળી ચાંદનીની સાથે સરખાવી જોવાથી હૃદયમાં જે આહ્લાદ ઉત્પન્ન થાય છે, ત્હેનું વર્ણન અહિં થઇ શકવું તો ખરેખર મુશ્કેલજ છે; પરન્તુ મધ્યાહ્નના સૂર્યનાં દાહક રશ્મિઓમાં થાકેલા મનુષ્યને રજનિકાન્ત શશિનાં શીતલ શીકરમાં કેટલો આન-

ન્ન થાય છે, ત્હેનું સ્મરણ કર્યેથી આપણને ત્હેની ખુબીનું થોડુંક ભાન પ- ણ થવાનો સંભવ છે ! કોઈ કોઇ વખતતો, સ્વર્ગીય શાન્તિમાં લીન થઇ જતાં. તેઓ એક બીજાનું સામિપ્ય, આ સુન્દર દેખાવ, આ મનોહર ચં- દ્રિકા, અને આખા વિશ્વને ભૂલી જઈ, આત્મ જીવનમાંજ વિરામ પામતાં.

"બાનુ સાહેબ !" આખરે ફાઝિલખાન બોલી ઉઠયો,–" દુનિયાંમાં કોઇપણ વધારે મ્હોટું દુઃખ છે ?"

"દુઃખ ?" જાણે કે કોઇ સ્વપ્નમાંથી ઉઠતી હોયની એમ ઝબકી- ને ગુલબદન બોલી ઉઠી;–"અમાર ! ત્હમારે શું દુઃખ છે ?—કોણ દુઃખી છે ?"

"જેના નશીબમાં બેહસ્તની લ્હેરો જોવાનું નિર્માણ થયેલું છે, પરન્તુ જેને ત્હેમાં પ્રવેશ કરવાની રજા નથી, તે. જે તરશથી મરતો હોય અને પોતાની નજર આગળ પાણીનો પ્યાલો જોવા છતાં, બીજા કોઇ વ- ધારે નશીબદાર માણસને માટે તે નિર્માયલો છે, એમ જાણતો હોય તે."

"ત્યારે અમીર સાહેબ ! ત્હમેજ આ સ્વર્ગમાંથી બ્હાર થયેલા છો ? બીજાને માટે મુકાયલા પાણીના પ્યાલાને જોતો તૃષાતુર મનુષ્ય, પણ ત્હમેજ છો ?—આ બંનેમાં જેને ત્હમે દુઃખી તરીકે ગણ્યો તે ત્હમેજ છો ?"

"ઓ ખુબસુરત, પરીચ્હેર ગુલબદન ! હું શું કહેવા માગું છું તે ત્હમે ઘણીજ સારી રીતે સમજો છો. હવે કહો બેગમ સાહેબ ! હું દુઃખી નથી ?"

"પણ ત્હમારા નશીબમાંજ નથી એવું સ્વર્ગ કયી જગોએ છે ?"

"જ્યાં ગુલબદન છે, ત્યાંજ મ્હારું સ્વર્ગ છે," ફાઝિલખાને કહ્યું અને પછી ધીમેથી મૃદુસ્વરે પુછ્યું. "બેગમ સાહેબ ! ત્હમને ખોટું તો લા- ગ્યું નથીને ? મ્હારા આમ છુટથી બોલવાને લીધે ત્હમે કફા થયાં છો ?"

"અમીર ફાઝિલખાન !" ગુલબદને ગંભીર ચ્હેરેથી જવાબ દીધો, "ત્હમે અહમદનગરના રહેવાશી છો. અમે ખંભાતમાં આવી જાત- નાં ખોટાં વખાણ ધિક્કારીએ છીએ. કદાચ બીજાં નહિ ધિક્કારતાં હોયતો પણ મ્હનેતો તે વિષય ઉપર ખરેખરો તિરસ્કારજ છે, અને બીજાઓ કર- તાં પણ ત્હમારી પાસેથી તો ત્હેવી ખોટી પ્રશંશા સાંભળવા ઇચ્છતીજ નથી.

"મ્હારી જીંદગીના સમ ! બાનુ સાહેબ ! મ્હેંતો મ્હારા મનમાં હતું તેજ કહ્યું છે, હું તો નિઃસંશય સાચુંજ બોલ્યો છું."

"જુવો પ્હણે નવાબ સાહેબે દયાલસિંહ અને ખ્વાઝાખાનની સાથે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. એ આપણને ટોળાંઓમાં ખોળશે. માટે ચાલો આપણે ત્હેમની પાસે જઇએ."

ફાઝિલખાન ગુલબદનની પાછળ પાછળ ચાલ્યો. નવાબ આવવાથી આસપાસનો સઘળો કોલાહલ બંધ થઇ ગયો. અને નિર્મળ સંગીત તથા રુચિરનૃત્યના મધુર રવ શરૂ થયા. અહિં સર્વ સુન્દરીઓ તથા પુરુષોમાં ફાઝિલખાન અને ગુલબદન જેવું બીજુ એકપણ યુગ્મ હતું? આ દિવ્યતાનની સાથે જ્યારે બાલિકાઓનું મધુરુંગાન શરૂ થયું અને ત્હેમાંયે જ્યારે ગુલબદને ગરબો * ઉપાડયો ત્યારે, આહા સ્વર્ગ પણ પૃથ્વી ઉપરજ આવેલું જણાતું નહોતું? ગાનસરિતાનાં મંદમંદ મોજાં ઉપર તરતાં પગલાંથી ફરતી ગુલબદન તે પ્રવાહને સુશોભિત તથા સુગંધમય કરતી ફુલમાળાના જેવીજ જણાતી હતી.

અને ફાઝિલખાન, જ્યારે ગરબો બંધ પડ્યો અને પુરુષ વર્ગને પણ સંગીતમાં ભાગ લેવાનું ઠર્યું ત્યારે નવાબ અને ખ્વાઝાખાનના અત્યાગ્રહથી આગળ પડેલો ફાઝિલખાન જ્યારે સતારની ધુનમાં ગઝલને ઉતારવાનું શરૂ કરવા લાગ્યો ત્યારે તે કેવા અમાનુષી દેખાવવાળો દૃષ્યમાન થતો હતો? ત્હેની ગાવાની છટા, ત્હેની મોહકબાની, ત્હેની સુરમ્ય મુખાકૃતિ, અને સતારમાંથી શ્રોતાઓનાં હૃદયોને દ્રવિત કરતો ત્હેણે ઉત્પન્ન કરેલો સંગીત રવ, એ સર્વ દિવ્યજ હતાં. ત્હેનું માથું ઉઘાડું થઇ ગયું હતું, પણ કીમતી ટોપીઓ, મૂલ્યવાન પાઘડીઓ, ભભકાદાર ફેંટાઓ અને સુન્દર પીંછાંઓ જેના ઉપર ફરકયા કરતાં હતાં એવા મણિમય ટોપ, એ સર્વ સમિપમાં હોવા છતાં પવનની ઝીણી લહરિઓમાં ઉડતા ત્હેના સોનેરી વાળ તરફજ દૃષ્ટિ આકર્ષાતી હતી. અને ગુલબદન તથા ફાઝિલખાનના આ કાન્ત દ્વન્દ્વના જાદ્યા બ્હાર, પરંતુ ચાર તરફથી પ્રશંસાનો ધ્વનિ ઉઠયો અને ધીમે ધીમે સર્વ મનુષ્યો–પુરુષો અને સુન્દરીઓ પોત પોતાનું સ્વરૂપ પોત પોતાના અભિપ્રાય ભૂલી જઇ, આ યુગલની પ્રશંસામાંજ લુબ્ધ થયાં. પરન્તુ તે બંનેયે અરસ્પરસનાં–એક બીજાનાં હૃદયો શિવાય, બીજાં કોઇ ઉપર અસર કરવાની તો ઇચ્છાયે કરી ન્હોતી.

---

* આ ઉપરથી એમ જણાય છે કે બહાદુરશાહે હિન્દુઓના ઉત્તમ રીવાજોમાંથી કેટલાક પોતાના વર્ગમાં પણ સ્વીકાર્યા હતા,

# પ્રકરણ ૨ જું.

## અહમદનગરી અમીર.

નવાબને ત્યાં મિજલસ થયે બે દિવસ થઇ ગયા હતા. રૂકનુદ્દીન દોલતચંદ તથા રંગીલરામની સાથે પોતાના મકાનમાં બેઠો હતો. દીવાનો પ્રકાશ ઝાંખો ઝાંખો પડતો હતો; બ્હાર વાદળાંવાળાં આકાશ ઉપર શ્યામતા શિના બીજું કાંઇ જણાતું ન્હોતું; અને આ રખડેલોનાં મનમાં સામ્રાજ્ય કરી રહેલા અંધકાર વ્યાપી અને ભયંકર વિચારો ત્હેમનાં શરીરને શિથિલ કરી નાંખતા હતા.

રૂકનુદ્દીન ( લાંબા વખતના મૌન્ય પછી )—"હેં, ત્હમે બંને જણા શું વિચાર કર્યાં કરો છો ? દોલતચંદ ! રંગીલરામ ! ત્હમારા પ્યાલા કેમ ભરતા નથી ?"

દોલતચંદ ( બેદરકારીથી )—"ભલે, ત્હમને ખુશી કરવાને—પણ મ્હને આજ રાતે શરાબની દરકાર નથી."

રંગીલરામ—"અને મ્હને પણ નથી. મ્હને ત્હેમાં કાંઇ કડવો અથવા તુરો સ્વાદ લાગે છે; પણ દારૂતો સારો છે. હું ધારૂં છું કે આપણા સ્વભાવની અત્યારની સ્થિતિને લીધેજ તે તેમ લાગતો હશે."

રૂકનુદ્દીન—"એ હરામખોરોનું સત્યા નાશ જજો !—એ બદમાશો દોજખમાં—જહાનમની ખાડમાં જઇને પડજો !"

દોલતચંદ—"કોણ લૂંટારા ?"

રૂકનુદ્દીન-"હા. ત્હેમના ઠેકાણા કે ત્હેમનું જરા નિશાન પણ નજરે પડતું નથી; એ કાંઇ ઓછી દિલગીરીની વાતછે?"

રંગીલરામ-"અને એટલામાં વખત વહી જશે, આપણી ઉમેદો બર આવશે નહિ, આપણું કાવતરૂં બ્હાર પડશે, અને પછી આપણને લોકોના તથા આપણા પોતાના ધિક્કારનું પાત્ર થઈ નિરાંતે તુરંગમાં બેસવાનો વખત આવશે-મ્હને તો એમ થઇ આવેછેકે મ્હારી ચામડી ગુસ્સામાં ને ગુસ્સામાં નખવતી તોડી નાંખું. ( બધાયે પાછા વિચારમાં ગરકાવ થઇ જાયછે. )

રૂકનુદ્દીન ( પોતાનો હાથ કપાળે પછાડતાં)-"ફાઝિલ ! ફાઝિલ !"

રંગીલરામ-"મ્હારે બે ત્રણ ઘડી પછી મુલ્લાં સાહિબખાનને ત્યાં

જવાનુંછે, અને એને મ્હારે શું ખબર જણાવવા એતોહું જાણુતો પણ નથી."

દોલતચંદ–"પણ જરાવારતો જુવો; એકદમ આકળા થઇ ગયામાં કાંઈ માલછે? જુવોતો ખરા રહીમખાન કારણ શિવાય આટલા બધા મોડા થાય, એમ મ્હનેતો લાગતું નથી. અને હું ખાત્રીથી કહુંછું કે એ આવશે ત્યારે કાંઇ પણ નવા ખબર લાવ્યા વિના રહેશે નહિ"

રંગીલરામ–'છટ્, છટ્ ! મ્હારા જીવના સમ, એતો અત્યારે ખંભાત, લૂંટારા, આપણે અને પોતાને-સર્વને ભૂલી જઇ ચાંદબેગમની સેવા ચાકરીમાં ગિરફ્તાર થઇ ગયેલા હશે."

રૂકનુદીન–"ત્યારે ત્હમે આ ફાઝિલ બાબત કાંઇ પણ નવલ વિશેષ જાણુતા નથી?"

દોલતચંદ—"ગુલબદનની વર્ષગાંઠને દિવસ જેટલું જોયું તથા સાંભળ્યું હતું તેથી કિંચિત્ પણ વધારે નહિ."

રંગીલરામ—"ચાલો, હવે હું કાંઇક વધારે જાણુંછું, અને તે એ છે કે રૂકનુદીન એની અદેખાઈ કરેછે એટલુંજ નહિ પણ, એનું નામ સાંભળીને પણ બળી જાય છે."

રૂકનુદીન—"હું એની અદેખાઇ કરૂં? છી: ! ગુલબદન ગમે તો દિલ્હીના શહેનશાહની સાથે લગ્ન કરે અથવા ખંભાતના માછીની સાથે. ત્હેમાં મ્હારે શું ? ફાઝિલ અને એ, બંને જણ જઇને ઉંડા ધરામાં પડે ત્હોયે ત્હેમાં મ્હારે શું ?"

રંગીલરામ—"હા ! હા ! હા !"

દોલતચંદ—"એ તો જાણે ઠીક ! પણ હું કહુંછું કે આટલી વાત તો ઇર્ષ્યાને પણ કબુલ કરવી પડશે કે ફાઝિલ આખા ખંભાતમાં સહુથી ફક્કડ અને સુન્દર યુવાન છે. મ્હને તો એવી એક પણ યૌવના જડતી નથી કે જે ફાઝિલની સાથે પ્રેમ બાંધવાને આતુર ન હોય."

રૂકનુદીન—"અને મ્હને પણ ખાત્રી છે કે સુન્દરીઓમાં ત્હમારા જેટલીજ અકલ હોય, અને માંહેના સત્વની દરકાર રાખ્યા શિવાય ફક્ત મ્હારનાજ ડોળથી લોભાય—"

દોલતચંદ—"પણ કમનશીબે સ્ત્રીઓ ત્હમે કહોછો તેમજ હમ્મેશાં કરેછે; તેઓ સત્વની વાટ જોવા રહેતી નથી."

રંગીલરામ—"બુઢ્ઢો ખ્વાજાખાન આ ફાઝિલની સાથે ઘણોજ પરિચિત થયેલો જણાતો હતો. લોકો કહેછે કે ત્હેને ત્હેના બાપની સાથે

ઘણીજ સારી દોસ્તી હતી."

દોલતચંદ—"હા, હા, ત્હેણેજ નવાબની સાથે ત્હેને મેળવ્યો."

રૂકનુદીન—"સાંભળો!—મહેલનું નીચેનું બારણું કોઇએ ઠોક્યું?"

દોલતચંદ—"એતો રહીમખાન શિવાય બીજું કોઇજ નહિ હોય. ચાલો ત્યારે, હવે આપણને જણાશે કે ત્હેને પણ લૂંટારાનું કાંઇ ઠામ ઠેકાણું જડયું છે કે નહિ."

રંગીલરામ (ગાદી ઉપર ચમકીને બેઠા થઇને)—"હું શરત મારૂં છું કે એ પગલાં—રહીમખાનનાંજ છે."

બારણાં ઉઘાડવામાં આવ્યાં. રહીમખાન મ્હોટો ઝભ્ભો ઓઢીને અંદર દાખલ થયો.

"સલામાલેકુમ, સાહેબો!" ત્હેણે કહ્યું અને ઓઢેલો ઝભ્ભો દૂર ફેંકી દીધો. અને દોલતચંદ, રૂકનુદીન અને રંગીલરામ ભયભીત થઇ ચમકી ઉઠયા.

"ઈશ્વરને માટે કહો!" તેઓ એકદમ બોલી ઉઠયા, "શું થયું છે? ત્હમે તો લોહીલુહાણ થયેલા જણાઓ છો!"

"છીઃ! એ તો કાંઇજ નથી" રહીમખાને કહ્યું, "આ શરાબ છે? જલદી કરો, મ્હને એક પ્યાલો ભરી આપો; હું તરશથી મરી જાઉં છું."

રંગીલરામ (એક મ્હોટો પ્યાલો ભરી ત્હેને આપતાં)-"પણ, રહીમખાન! ત્હમને કાંઇક વાગ્યું છે."

રહીમખાન—"ત્હમારે મ્હને એ કહેવાની જરૂર નથી. હું સોગન ઉપર કહુંછું કે એ મ્હેં મ્હારી મેળે કર્યું નથી."

રૂકનુદીન—"પ્હેલો તો અમને ત્હમારો ઘા જોવા દો અને ત્હેને મલમપટા કર્યા પછી ત્હમને શું થયું હતું તે નિરાંતે કહેજો. નોકરોથી આ વાત ગુપ્ત રાખવામાંજ ઠીક છે; એટલે ત્હમારો શસ્ત્રવૈદ્ય ટહો કે હકીમ કહો તે સર્વ હુંજ થઇશ."

રહીમખાન—"ગૃહસ્થો! મ્હને શું થયું હતું એમ પુછોછો? આહા! જરા ગમ્મત! જરા મશ્કરી! ભાઇ રંગીલરામ! મ્હારો પ્યાલો ફરીથી ભરી આપો."

દોલતચંદ—"મ્હને તો એટલી બધી બ્હીક લાગી છે કે મ્હારોતો જીવ પણ ગભરાય છે."

રહીમખાન—"એમ થતું હશે, જો હું રહીમખાનને બદલે દોલતચંદ હોત તો મ્હારો જીવ ગભરાયા વિના રહેત નહિ. ઘામાંથી લોહી પુષ્કળ નીકળે છે એ વાત ખરી, પણ તે બહુ નુકશાનકારક નથી. (પોતાનું અંદરનું–છાતી ઉપરનું વસ્ત્ર ફાડી નાંખેછે અને ઘા ખુલ્લો કરે છે.) જુવો, દોસ્તો! જુવો; ફક્ત એકાદ આંગળજ ઊંડો છે, વધારે નથી."

દોલતચંદ—(કમકમાટી ખાઇને)—"હે પ્રભુ! મ્હને તો આ જખમ જોતાંજ ધ્રુજારો થઇ આવે છે."

રૂકનુદીન મલમ તથા પાટા લાવી પોતાના મિત્રનો ઘા બાંધે છે.

રહીમખાન.—ખરે એક પ્રાચીનકવિ સત્યજ કહેછે કે, ફિલસુફ ચાહે તો શાહેનશાહ–હકીમ–અથવા માછી, અગર ગમે તે થઇ શકે. ફક્ત આપણા પ્રખ્યાત ફિલસુફ રૂકનુદીનજ કેવી શાન્તિથી મલમપાટા બાંધ્યે જાયછે એ તો જુવો! દોસ્ત! ત્હમારો આભાર માનુંછું; હવે બસ કરો. અને હવે, મિત્રો! મ્હારી આસપાસ વીંટાઇને એક ધ્યાનથી બેશી હું ત્હમને એક નવી નવાઇની વાર્તા કહું તે સ્વસ્થતાથી સાંભળો."

રંગીલરામ.—"હા, કહો!"

રહીમખાન—"આજ સન્ધ્યાકાળ થઇ ગયા પછી જરા જરા અંધારૂં વધવા લાગ્યું એ વખત આ ઝભ્ભો ઓઢીને ગમે તેમ કરીને પણ લૂંટારાઓનું કાંઇકિ નિશાન પણ શોધી કહાડવું એવો નિશ્ચય કરીને હું બ્હાર નીકળ્યો. મ્હેં ત્હેમને કોઇ પણ દિવસ જોયેલા ન્હોતા અને ત્હેમનામાં પણ મ્હારૂં નામ જાણીતું નહિ હોય. તેથી ત્હમે વખતે કહેશો કે એમ શોધમાં નીકળવું એ કાંઈ ડહાપણનું કામ નહિ; વળી ત્હેમાં ફત્તેહ પણ મળવાની સોયે પાંચ ટકા આશા ન્હોતી. પણ મ્હેં તો નિશ્ચયજ કર્યો હતો કે ત્હમારી ખાત્રી કરી આપવી કે મનુષ્ય જે જે ધારે છે તે તે કરવાને શકિતવાન છેજ. મ્હને એ બદમાશો વિષે સ્હેજ ખબર હતી અને એ નિશાનીને પગલે પગલે હું આગળ ચાલ્યો. ન્હેરને કિનારે એક માછી મ્હને અકસ્માત મળી ગયો, જેના ચ્હેરા ઉપરથીજ મ્હને ત્હેની સાથે વાત કરવાનું મન થયું અને મ્હેં ત્હેની સાથે જુદી જુદી બાબતો વિષે વાતો કરવા માંડી. મ્હેં ધીમે ધીમે તેના મનમાં ઠસાવી દીધું કે હું, ત્હેના ધારવા પ્રમાણે, તે લૂંટારાઓના રહેઠાણુથી છેક અજાણ્યો ન્હોતો; અને પછી વચનો તથા પૈસાથી ત્હેને ફોસલાવીને ત્હેની પાસેથી બધી

વાત કહડાવી લીધી.' જો કે તે તે ટોળીમાંનો તો ન્હોતો, તોપણ તે એ બધા લૂંટારાઓને ઓળખતો હતો અને ત્હેમણે ત્હેને કોઇકોઇ વાર હોડી હંકારવાને પણ રાખેલો હતો. મ્હેં ત્હેની સાથે થોડીવારમાં ઠરાવ નક્કી કર્યો અને તે મ્હને પોતાના હોડકામાં બેસાડીને ખંભાતની ન્હાની મ્હોટી ન્હેરોમાં થઇને એવા ભાગતરફ લઇ ગયો કે જ્યાં 'હું ક્યાં આવ્યો છું' એ પણ સમજાવું મ્હને મુસ્કેલ થઈ પડ્યું. આખરે ત્હેણે મ્હારી આંખે એક લૂગડું બાંધવું પડશે એમ આગ્રહ કર્યો અને મ્હારે તેમ પણ કરાવવું પડ્યું; થોડી વાર પછી એ હોડકું પાણી ઉપર ચાલતું બંધ થયું. અહિં ત્હેણે મ્હને ઉતાર્યો અને એક બે ગલી ગુંચીઓમાં થઇને ત્હેણે એક ઘર આગળ આવી બારણું ઠોક્યું. હજુ પણ મ્હારી આંખોએ તો લૂગડુંજ બાંધેલું હતું. આખરે બારણું ઉઘાડવામાં આવ્યું; મ્હારે શું કામ હતું તે વિષે ઘણીજ ચોકસાઇથી ફરીફરીને પુછવામાં આવ્યું; અને પછી અન્તે કેટલીક આનાકાની થયા પછી મ્હને અંદર દાખલ કરવામાં આવ્યો. હવે મ્હારી આંખેથી લૂગડું છોડી લેવામાં આવ્યું અને આસપાસ નજર નાંખતાં, એક ન્હાના સમચોરસ ઓરડામાં ચાર વિચિત્ર પોષાક પ્હેરેલા અને સારા દેખાવવાળા તો નહિજ એવા પુરુષો અને એક યુવાન સ્ત્રી, જેણે (મ્હારા ધારવા પ્રમાણે) મ્હને અંદર દાખલ કરવાને બારણું ઉઘાડયું હતું, તેઓની વચમાં હું આવી પડયો છું એમ મ્હને જણાયું."

રંગીલારામ—"રહીમખાન! ત્હમે પણ બહાદુર નર છો."

રહીમખાન—"અહિં જરા પણ વખત ખોવાનો ન્હોતો. મ્હેં તરતજ જમીન ઉપર મ્હોરોની એક થેલી જે મ્હારી પાસે હતી તે ખાલી કરી, કામ પુરૂં થયા પછી ઢગલે ઢગલા મ્હોરો આપવાનું વચન આપ્યું, અને અમારો માંહોમાંહેનો ભવિષ્યનો સંબંધ જારી રાખવાને માટે અમુક દિવસ તથા વખતની તથા અમુક પ્રકારનાં નિશાનની સમજુત કરી. હાલને માટે તો મ્હેં ફકત એટલીજ માગણી કરી કે, દયાલસિંહ, માણેકચંદ, તથા ખ્વાજાખાનને જેમ બને તેમ વેળાસર આ દુનિયાંમાંથી વિદાય કરવા."

સઘળા—"સાબાશ! સાબાશ!

રહીમખાન—"અત્યાર સુધી તો આપણે ધારીએ તે પ્રમાણે સર્વ કામ સંપૂર્ણ રીતે ચાલ્યું ગયું હતું; અને આ મ્હારા નવા સોબતીઓ-

માંનો એક મ્હને પાછો ઘેર પ્હોચાડી જવા તૈયાર થતો હતો તેટલામાં એક ઘણીજ અણધારી અડચણ આવી પડી."

રૂકનુદ્દીન—"હેં !"

દોલતચંદ (અધીરાઇથી)—"ઇશ્વરને માટે, બધુંયે કહીજ નાંખોને!"

રહીમખાન—"બારણું કોઇ ઠોકતું હોય એમ સંભળાયું; અને પેલી જુવાન સ્ત્રી જે પાસે ઉભી હતી તે ત્હેનું કારણ પુછવા ગઇ.—એક ક્ષણેક નહિ થઇ એટલામાં તો તે હંડીગાર જેવી અને ધોળી ફક જેવી થઇ ગયેલી પાછી આવી અને અમને કહ્યું, "ન્હાસો—હાસો !"

રંગીલરામ—'પછી શું થયું ?'"

રહીમખાન—"ત્હેની પાછળજ નગરરક્ષકો તથા સિપાઇઓ અને અમલદારોનું એક ટોળું અંદર દાખલ થયું અને એમનો બધાનો ઉપરી કોણ હતું તે જાણો છો ?—પેલો અહમદ નગરી અમીર !"

સઘળા—"હેં, ફાઝિલ ? શું ફાઝિલ હતો ?"

રહીમખાન—"હા, ફાઝિલખાન."

રંગીલરામ—"એ સેતાન વળી ત્યાં ક્યાંથી આવી પ્હોચ્યો ?"

રૂકનુદ્દીન—"એનું ખાણું ખરાબ થાય—એનું !—ઓ ખુદા ! જો હું ત્યાં હોત તો—?"

દોલતચંદ—"પણ, રૂકનુદ્દીન ! ત્હમે જુવો છો કે ફાઝિલ પણ નામર્દ અને બ્હીકણ નથી."

રંગીલરામ—"હશે હવે ! આતો સાંભળવા દો !"

રહીમખાન—"અમે તો બધા જાણે પૂતળાં થઇ ગયા હોઇયેની એમ સ્તબ્ધજ કોઇ એક અક્ષર પણ ઉચ્ચારી શક્યું નહિં. 'નવાબસાહેબના હુકમથી અમે આવ્યા છીએ,' ફાઝિલે કહ્યું, 'અને જીવવાની આશા હોય તો એકદમ સઘળા હથિયાર જમીન ઉપર નાંખી દો.' 'અરે સેતાનને તાબે થવું હોયતો ભલે થાય પણ અમે તો નથીજ થવાના,' એમ બોલતે બોલતે એક લૂંટારાએ પાસેના સિપાઇની તલવાર ખુંચાવી લીધી; દિવાલો ઉપરથી બીજાઓએ બંદુકો ચપોચપ હાથમાં લીધી; કેટલાકે પોતાની કટારો મ્યાનમાંથી બ્હાર કહાડી; અને મ્હેં—મ્હેં તો પ્હેલું કામ એ કર્યું કે દોસ્ત કે દુશ્મન કોઇજ ઓળખાય નહિ એટલા માટે દીવો એકદમ ગુલ કરી નાંખ્યો. મ્હેં મનમાં વિચાર કર્યો કે 'રહીમ !

દોસ્ત, યાદ રાખજે કે જો તું અહિં પકડાયો તો ત્હારે ફક્ત આ સદ્ ગૃહસ્થોની સોબતનેજ લીધે ફાંશીએ ચ્હડવું પડશે,' અને મ્હેં મ્હારી તલવાર ખેંચી ફાઝિલ ઉપરજ ઝપાટો લગાવ્યો; પણ મ્હારો ઘા ગમે તેટલો ફક્કડ હતો તો પણ ત્હેણે તે વીજળીની ઝડપથી મ્હારી તરફ ફરી પોતાની સમશેર ઉપર ઝીલી લીધો. હું ગાંડા માણસની માફકજ લડ્યો, પણ મ્હારી સઘળી ચાલાકી ત્હેણે નકામી કરી નાંખી અને થોડી વારમાં હું ત્હેના ઉપર એક સજ્જડ ઘા કરવા જતો હતો તેટલામાં તો ત્હેણે મ્હારી છાતી ખુલ્લી કરી નાંખી. મ્હેં તરતજ જાણ્યું કે મ્હને જખમ થયો છે અને હું એકદમ પાછો હઠયો. આ વખત બે બંદૂકોના અવાજ સાથેજ થયા અને ત્હેના અજવાળામાં એક બાજુપરની બારી જે રોકવી તેઓ ભૂલી ગયા હતા તે મ્હારી નજરે પડી. ત્હેમાં થઇને હું પાસેના ઓરડામાં ચુપચુપ ખશી ગયો, એક જાળીવાળી બારી તોડી નાંખી, જમીન ઉપર કૂદી પડયો, એકાદ બે ન્હાની ન્હાની ભીંતો કૂદી જઇને બ્હાર રસ્તા ઉપર આવ્યો, ત્યાંથી ન્હેરને કાંઠે જઇ ચ્હડયો, અને ત્યાં સારા ભાગ્યે હોડકુ લઇને એક માછી કોઇની વાટ જોતો ઉભો હતો ત્હેને જેમ બને તેમ ઉતાવળથી રાજમહેલ આગળ મ્હને મુકી જવાને સામ, દામ, અને ભેદથી સમજાવ્યો, જ્યાંથી અહિં આવ્યો અને હું જીવતો રહ્યો ત્હેને માટે હજી પણ અચંબો પામુંછું. આ મ્હારા સેતાની સાહસનો સારછે!''

રૂકૂનુદીન—''ખરેખર! હું તો ગાંડોજ થઇ જઇશ.''

રંગીલરામ—''અરે! પણ આપણે જે ધારીએ છીએ તે ઉલટું થાય છે; આપણે જેમ જેમ વધારે પ્રયાસો કરીએ છીએ, તેમ તેમ આપણી કાર્ય પૂર્તિ વધારે વધારે દૂરજ જતી જાય છે. આપણું એક પણ કામ સફળ થતું નથી!''

દોલતચંદ—''એથી મ્હને તો એમ લાગે છે કે જાણે પરમેશ્વરજ આપણને આવા કામમાં ન પડવાની સલાહ આપતો હોયની. ત્હમે શું ધારો છો?''

રહીમખાન—''છટ્, છટ્! એવા નમાલા વ્હેમને ત્હમારા ઉપર જરા પણ અસર ના કરવા દેતા. આવા પરાજયો તો આપણી બુદ્ધિ વધારે ચપળ કરે છે. મ્હને તો જેમજેમ વધારે હરકતો નડતી જાય તેમતેમ વધારે વધારે તેજ કામ પૂર્ણ કરવાની—પાર ઉતરવાની હિમ્મત વધતી જાય

છે. ખરેખરી ફત્તેહનો સ્વાદ ઘણીવાર હાર્યા પછી જ જણાય છે!"

રંગીલરામ—"એ લૂંટારા ત્હમે કોણ છો, એ જાણે છે ?"

રહીમખાન—"ખરી ખુબીજ ત્યાં છે તો! હું કોણછું એ તેઓ જાણતા નથી એટલુંજ નહિ, પરંતુ મ્હનેતો તેઓ ફક્ત નવાબ અને ત્હેના મંડળના જુલમથી ગુસ્સે થયેલા કોઇ મ્હોટા ઉમરાવના માણસ શિવાય બીજો કોઇ ધારતા નથી."

દોલતચંદ—"ત્યારે તો, રહીમખાન! ત્હમારે ખરેખરો ઇશ્વરનો પાડ માનવાનો છે કે આટલેથીજ ત્હમે ઉગરી ગયા."

રંગીલરામ-"પણ ખંભાતમાં તદ્દન અજાણ્યો હોવા છતાં ફાઝિલ આ લૂંટારાઓનું રહેઠાણ કેવી રીતે ખોળી કહાડી શકયો એ મ્હારાથી તો સમજાઈ શકાતું નથી."

રહીમખાન—"એ મ્હને ખબર નથી. કદાચ એ પણ મ્હારી પેઠેજ ખોળી શકયો હશે, પણ પરવર દિગારના સમ ખાઇને કહું છું કે આ જખમને માટે તો એને હું મ્હારો હાથ બતાવી આપ્યા વિના રહેવાનોજ નથી."

રંગીલરામ-"ફાઝિલ જાણીતો થવામાં બહુજ ઉતાવળ કરતો હોય એમ લાગે છે."

રૂકતુદીન-"ફાઝિલ પણ આપણા રસ્તામાંથી દૂર થવોજ જોઇએ."

રહીમખાન (દ્રાક્ષરસનો પ્યાલો ભરીને)-"એ સેતાનનું સદાય ખરાબજ થજો." (પી જાય છે.)

રંગીલરામ-"હવે એની સાથે પણ હું ઓળખાણ કરવાને પ્રયત્ન કરીશ."

રહીમખાન-"દોલતચંદ! હવે આપણે ખિસ્સાં તર જોઇએ, નહિતો આપણું બધું કામ પડી ભાગવાનુંજ, એ ખાત્રી રાખજો. ત્હમારો કાકો બીજી દુનિયાં તરફ કયારે મુસાફરી શરૂ કરે છે?"

દોલતચંદ-"આવતી કાલ સ્હાંજે, પણ-પણ-ઓ પ્રભુ! મ્હને તો ખરેખર કંપારોજ છૂટે છે."



# પ્રકરણ ૩ જું.

## વધારે ગરબડ.

ગુલબદનની જન્મતિથિના દિવસ પછી, પોતાને કાંઇક પણ ખુબસુરત માનતી હોય અથવા પોતાની સુન્દરતાનું ગુમાન રાખતી હોય, એવી એક યૌવના ખંભાતમાં ન્હોતી કે જેને રાત દ્હાડો વાતચિત અથવા વિચારમાં મનોહર ફાઝિલખાન શિવાય બીજા કોઈ પણ વિષય ઉપર ઉતરવાનું મન થતું હોય. ત્હેની બાબત ગપ્પો હાંકવામાં દરેક યુવતી રોકાઈ અને જેમને પોતાનામાં સૌંદર્યની ખામી દેખાઈ આશા ભંગ થવું પડતું, તે પણ વિચારમાં ત્હેના સ્મરણ શિવાય બીજું કાંઇજ કરતાં ન્હોતાં. ઘણી બાલિકાઓ હવે ઉંઘ વિનાની રાત્રિ ગાળતી; ઘણી ઘણી અનુભવી વિલાસિનીઓ મ્હોટા વિશાળ આદર્શોમાં પોતાની મુખાકૃતિ જોઇ હવે નિશ્વાસ નાંખતી; ઘણીએ અતિ ડાહી સુન્દરીઓ પોતાના સદ્વર્તનઅર્થે ઠરાવેલા નીતિ નિયમો ભૂલી જઇ જે જે બાગ તથા વાડીઓ અને મ્હોટા રસ્તાઓમાં ફાઝિલખાન ફરે છે એમ લોક કથાથી સાંભળવામાં આવતું ત્યાં ત્યાં ત્હેને મળવાની આશાથી ઠાઠ માઠ અને ભભકો કરી ફરતી જણાતી.

પણ જ્યારથી પોતાના જીવના જોખમે સિપાઇનું ઉપરીપણું લઇ લૂંટારાઓના ગુપ્ત રહેઠાણમાં પેશી ત્હેમને ફાઝિલખાને બહાદુરીથી પકડયા, ત્યારથી તે, સ્ત્રીઓ કરતાં પુરુષોમાં પણ કાંઇ ઓછી પ્રશંસાનું પાત્ર થઈ પડયો ન્હોતો. આવા ભયંકર-જીવના જોખમવાળા સાહસમાં તે જે શાન્તિ અને હિમ્મતથી ઉતર્યો ત્હેનાં તેઓ બહુજ વખાણ કરવા લાગ્યા; પણ તેથી ત્હેની વધારે સ્તુતિ કરવાનું કારણ તો, ખંભાતના ઉત્તમોત્તમ બુદ્ધિવાળા અને આખા હિન્દુસ્થાનમાં પંકાયલા નગરરક્ષકોની પણ તપાસને ઉંઢાવનાર આ લૂંટારાઓનું છુપું સ્થાનક ત્હેણે એકદમ શોધી કહાડયું, એ હતું.

નવાબ બહાદુરશાહે આ વિચિત્ર યુવાનનો પરિચય દિન પ્રતિદિન વધારવા માંડયો; અને ત્હેની સાથે જેમ જેમ તે વધારે વાતો કરતો તેમ તેમ તે વધારે માનનીય લાગતો ગયો. ખંભાતના રાજ્યને આવી અદ્વિતીય મદદ કરવાને માટે ફાઝિલખાનને એવું એક ઇનામ આપવામાં આવ્યું કે જે દિલ્હીનો શાહેનશાહ પણ આપવું અયોગ્ય ધારત નહિ: અને રાજ્યમાં એક મ્હોટા દરજ્જાની નોકરી ઉપર ત્હેની નીમણુક કરવામાં આવી.

આ બન્ને ઉપહાર ગામ્મા શિરામજ આપવામાં આવ્યા હતા, પરન્તુ જ્યારે નવાબસાહેબની આ મહેરબાની વિષે ખબર કરવામાં આવી ત્યારે તે અહમદનગરી અમીરે તરતજ નમ્રતાથી અને ઉપકારની સાથે તે કૃપા સ્વીકારવાની ના કહી. ત્હેણે ફક્ત એકજ વાતની રજા ખાસ મહેરબાની તરીકે માગી લીધી અને તે એ હતી કે એક વર્ષ સુધી ખંભાતમાં પોતા-તાને સ્વતંત્ર પણે છુટો રૂહેવા દેવો, અને વર્ષ વીતી ગયા પછી પોતાના-થી સારી રીતે થઇ શકે એવા કામનું નામ દેવાનું ત્હેણે કબુલ કર્યું.

ફાઝિલખાન પોતાના વૃદ્ધ પિતા તુલ્ય મુરબ્બી ખ્વાઝાખાનના મહેલ-માં રૂહેતો હતો, અહિં તે ઘણોજ શાન્તિમાં રહેતો, પ્રાચીન અને અર્વાચી-ભાષા સાહિત્યના ઉત્તમોત્તમ ગ્રન્થો વાંચતો અને નવાબની ખાસ મ્હોટી કોઇ કોઈ તહેવારને દિવસે ભરાતી રાજ્યસભાના વખત શિવાય બીજા કો-ઇ પણ પ્રસંગે ભાગ્યેજ બ્હાર નીકળતો; અને દિવસનો ઘણો ખરો ભાગ પોતાના ઓરડામાં વિચારનિમગ્ન બેશી રહી ગાળતો.

પણ નવાબ બહાદુરશાહ દિવાન માણેકચંદ અને સરદાર દયાલસિંહ તથા અમીર–ઉલ–ઉમરા ખ્વાઝાખાન, જેમણે ખંભાતના રાજ્યની કીર્તી અનેક વર્ષો સુધી એવીને એવી ઝગારા માર્યા કરે એવી રીતે સ્થાપિત ક-રી હતી; જેમના સહવાસમાં આવ્યાથી સાધારણ મનુષ્યો પણ અસાધાર-ણ શક્તિ વાળાં થઇ શકે એમ હતું, જેમની સાથે વાતચીત કરવાનો લા-ભ પણ સર્વદા અત્યંત લાભદાયી ગણાતો, તે વીરનરોએ આ અહમદનગ-ગરી યુવકની સાથે પરિચય વધારવા માંડયો અને ત્હેનામાં દૃષ્ટિ ગોચર થ-તી પ્રસાદિલ શકિતને કેળવીને ફાઝિલ આગળ જતાં એક મહા પુરૂષ થઇ શકે એવા પ્રયત્નો શરુ કરવા માંડયા. આ પ્રમાણે ત્હેની સાથે વિશેષ સ-હવાસમાં આવતા આ બુદ્ધિવાન પુરૂષોની તીક્ષ્ણ પરીક્ષા ઉપરથી એટલું તો થોડા વખતમાં જણાયા વિના રહ્યું જ નહિ કે ફાઝિલખાનનો બાહ્ય આનન્દ કૃત્રિમ હતો અને ત્હેના અંતરૂમાં કોઇક મ્હોટી ચિન્તા દહ્યા કરતી હતી.

ખ્વાઝાખાન, જે ત્હેના ઉપર પિતાતુલ્ય પ્રેમ રાખતો હતો ત્હેણે આવી મ્હોટી ચિન્તાનું કારણ જાણવાને જે જે પ્રયત્નો કર્યા તે સર્વ વૃથા ગયા; અને વૃદ્ધ નવાબ જે ત્હેના પ્રતિ અત્યંત ભાવ રાખતો હતો ત્હેનો આ-ની ભયંકર મનોવ્યથા જાણવાનો સર્વ પ્રયાસ પણ નકામો ગયો. ફાઝિલ-

ખાનની બાહ્ય શાંન્તિ અને મૌન કોઇ પણ વસ્તુ છોડવી શકે તેમ નહોતું.

અને ગુલબદન ? ફાઝિલખાન જ્યારે ચિન્તા શીલ હતો ત્યારે ગુલબદન સહર્ષ દેખાઇ હોતતો પોતાનો જાતિ સ્વભાવ ત્હેણે ખોટો પાડયો એમ કરત. ત્હેનો આનન્દ ઉડી ગયો હતો, અને ત્હેની આંખો વારંવાર 'જળ જળમય' થઇ ગયેલી જણાતી. તે નિત્ય નબળીને નબળી પડતી ગઇ, અને આખરે એટલી બધી અશકિતવાન થઇ ગઈ કે નવાબ જે ત્હેનું મ્હોં જોયા વિના પાણીએ પીતો ન્હોતો ત્હેની તન્દુરસ્તી માટે ઘણોજ બ્હીવા લાગ્યો. આખરે ગુલબદન ખરેખરી ઘણીજ માંદી પડી; અશકિત અને જીર્ણજવર જે લાંબા વખતથી પોતાનું સ્વરૂપ પ્રકાશી રહ્યાં હતાં, ત્હેમનું સામર્થ્ય વધ્યું; તે એટલી તો નરમ થઇ કે હવે તે પોતાના ઓરડામાંથી બ્હાર પણ આવી શકતી ન્હોતી; અને ત્હેમાં વધારે ખુબિ ભરેલું એ હતું કે ત્હેનો વ્યાધિ શું હતો તે ખંભાતના ઉત્તમોત્તમ વૈદ્યો તથા હકીમો પણ સમજી શકતા ન્હોતા.

આવી વિચિત્ર વ્યથાઓ દૂર કરવાને નવાબ ત્હેના સહચરો પોતાનો બનતો પ્રયત્ન કરતા હતા, એટલામાં એક એવો બનાવ બની આવ્યો, કે જેથી ત્હેમની આ ચિન્તાઓ હજાર ઘણી—લાખઘણી વધી ગઇ. ખંભાતમાં નીચે વર્ણવાયલા બનાવ જેવું કાંઇ પણ કોઇ પણ દિવસ બન્યું ન્હોતું અને એવા સાહસિક તથા બેદરકારી ભરેલા પ્રયત્ન વિષે પણ કોઇએ પ્હેલાં કદિ સાંભળ્યું ન્હોતું.

ફાઝિલખાને પકડેલા ચોરે લૂંટારા–રહીમઅલ, સાલેદીન, શેરખાં, અને ન્હારસિંહને ખંભાતની મ્હોટી તુરંગમાં ઘણાજ જાપતા સાથે કેદ રાખવામાં આવ્યા હતા, જ્યાં ત્હેમના ઉપર નિત્ય તપાસ ચલાવવામાં આવતી હતી અને દરરોજ સ્હાંજે સૂર્યાસ્ત જોયા પછી પાછો બીજા દિવસનો સૂર્યોદય જોવા જીવતા રહેશેજ નહિ, એમ તેઓ ધારતા. બહાદુરશાહ, ત્હેનું મંત્રિમંડળ અને રાજ્યના અમલદારો શાન્તિમાં જરા આરામ લેતા હતા અને ધારતા હતા કે 'હવે ખંભાતની સામાજિક જીંદગીને કોઇ પણ પ્રકારની ધાસ્તી જેવું રહ્યું નથી તથા પૈસાની લાલચે ખૂનામરકી ચલાવે એવા સેતાનો શહેરમાંથી દૂર થયા છે,' એવામાં નીચેના મતલબનો કાગળ ખંભાતની સઘળી જાહેર જગોએ અને નવાબ મહેલના મ્હોટા દરવાજા ઉપર ચ્હોડાયલો જોવામાં આવ્યો:—

ખંભાતીઓ !

" ન્હારસિંહ, શેરખા, સાલેદીન, રણમલ્લ, અને મહમ્મદ—પાંચે દુનિયાંમાંના મહાવીરોની ગણનામાં ગણાવા લાયક, અને જેમને લશ્કરોનું ઉપરીપણું આપવામાં આવ્યું હોત તો આખું હિન્દુસ્થાન વશ કરત અને મહા પુરુષો કહેવાત—તે હાલ ' લૂંટારા ' તરીકે ગણાઇ રાજ્યની ઉંધી નીતિના ભોગ થઇ પડ્યા છે. એ વાતતો ખરી જ છે કે આ માણસો ત્હમને હવે મદદ કરી શકે તેમ નથી; પરન્તુ આ પત્રની નીચે સહી કરનાર ત્હેમની જગો પુરી પાડવાની હામ ધરે છે, અને તે પોતાના મુરબ્બીઓ—ગ્રાહકો—પોતાની સાથે કામ પાડનારાઓની તરફથી ગમે તેમ થશે તોપણ માથે લીધેલું કામ પુરૂં કર્યા શિવાય રૂહેવાનો નથી. હું ખંભાતી નગર રક્ષકોની તપાસ તુચ્છ ગણું છું. હું—પેલો લુચ્ચો અહમદનગરી જેણે પોતાના બિરાદરોને મૃત્યુને સ્વાધીન કર્યા છે ત્હેનો—તિરસ્કાર કરૂં છું. જેમને મ્હારૂં કામ હોય ત્હેમણે મ્હને બેલાશક ખોળવો હું દરેક જગોએ મળી આવીશ મ્હને કાયદાને સ્વાધીન કરવાને ઇરાદે જેઓ શોધતા હોય તેઓએ ધ્રુજવું અને નિરાશ થવું; કારણ તેઓ તો મ્હને ખોળી કહાડી શકવાના જ નથી, પરન્તુ તેઓ મ્હને મળવાની જ્યારે થોડામાં થોડી આશા રાખતા હશે ત્યારે હું ત્હેમને મળ્યા શિવાય રૂહેવાનો નથી, એટલી તો ત્હેમણે ખાત્રી જ રાખવી !—ખંભાતીઓ ! હું શું કહેવા માગું છું તે ત્હમે સમજો છો ? મ્હને શોધવાની આશા રાખનાર માણસનું તો આવીજ બન્યું સમજવું; ત્હેની જીંદગી અથવા મોત મ્હારી મરજી ઉપર જ રહેશે. આ લખનાર ત્હમારો સર્વનો સેવક હવેથી હમ્મેશાં ત્હમારી સેવામાંજ છે,—ખુની અબદુલ. "

આ કાગળ વાંચતાં જ ગુસ્સે થયેલો નવાબ બોલી ઉઠયો "સો મ્હોરો ! આ દુષ્ટ રાક્ષસ અબદુલને શોધી કહાડે ત્હેને સો મ્હોરોનું ઇનામ અને જીવતો અથવા મુવેલો અમારે સ્વાધીન કરશે ત્હેને હજાર મ્હોરોનું ઇનામ!"

ખંભાતનું દરેક છુપું સ્થાન દરેકે દરેક બાતમીદાર શોધી વળ્યો, તે નકામું ગયું; અબદુલ ક્યાં હતો અને ક્યાં રહેતો એનો જરાપણ પત્તો લાગ્યો નહિ. ખંભાતનો દરેકે દરેક ઉડાઉ, કંજૂસ, અને ભિખારી આ હજાર મ્હોરોના ઇનામથી લલચાઇ શહેરનો ખુણે ખુણો ખોળી વળ્યા, પણ તે વૃથા હતું અબદુલની હુંશિયારી આગળ ત્હેમના બધા પ્રયત્નો નકામા ગયા.

પરન્તુ ઉપર પ્રમાણે હોવા છતાં દરેક માણસ ખાત્રીથી કહી શકતો કે ત્હેણે અબદુલને કોઇ કોઈ વખત ધરડો ભિખારી, માછી, સ્ત્રી, અથવા બાવા-ફકીરના વેશમાં જોયેલો હતો. દરેક મનુષ્યે ત્હેને કોઇક પણ જગોએ જોયેલો હતો; પણ દુર્ભાગ્યે, કોઇ પણ માણસ કદિ પણ એમ કહી શકતો નહિ કે હવે પાછો એ ક્યાં જોવામાં આવશે.

---

## પ્રકરણ ૪ થું.

### ગુલાબ.

ગયા પ્રકરણની શરૂઆતમાંજ વાચકોને મ્હેં સુચન કરેલું છે કે ફાઝિલખાન ચિન્તાશીલ, અને ગુલબદન વ્યાધિ પ્રસ્ત થયેલી હતી, પરન્તુ આમ આકસ્મિક ફેરફાર થવાનું કારણ ત્હેમને જણાવવું રહી ગયેલું છે.

ફાઝિલખાન ખંભાતમાં આવ્યો ત્યારે ઘણોજ આનન્દી હતો અને તે હમ્મેશાં જ્યાં જતો ત્યાં આનન્દ સરિતાનું પૂર રેલાવતો; પરન્તુ એવામાં એક દિવસ ત્હેને કાંઈક થયું તે ઉપરથી ત્હેનામાં આવો તદ્દન વિરુદ્ધ ભાવ વાળો ફેર દૃષ્ટિગોચર થવા માંડયો. અને વળી એવું પણ બન્યું કે તેજ દિવસથી ગુલબદનના વ્યાધિએ પણ પોતાનું પ્રથમ રૂપ પ્રકાશ્યું.

કારણકે આ કમનશીબ દિવસે કિસ્મતની વિચિત્રતા અથવા કામદેવની રમતિયાળતા (કારણ કોઇ કોઇ વખત કામ પણ વિચિત્ર રમતોજ રમે છે) એ ગુલબદનને, ત્હેના કાકાનો ખાનગી બાગ જેમાં નવાબના અત્યંત પ્રીતિ પાત્ર મિત્રો અથવા કોઇ ખાસ મ્હોટા અમીરી પરોણાનેજ ફકત જવાની રજા હતી અને જેમાં કોઇ કોઇ વખત નવાબ પંડે દિવસના સખ્ત તાપથી વિશ્રાન્ત થવા શાન્તિ અને આરામમાં બેસતો, ત્હેમાં જવા પ્રેરણા કરી.

ગુલબદન, વિચાર નિમગ્ન થઈ, બાગની વિશાળ પરન્તુ છાંયડાવાળી પગથીઓમાં આમ તેમ ફરતી હતી; વખતે મનોવ્યથાથી પીડિત થઇને કંટાળામાં પાસેનાં વૃક્ષોની કુંમળી કુંપળો તથા લીલાં લીલાં પર્ણોની મંજરીઓ તોડીને જમીન ઉપર નાંખી દેતી હતી; વખતે એકજ સ્થળે ઉભી રહી, વખતે ઉતાવળે પગલે ચાલી, વખતે તરુઘટા પાસે જરા આરામ લેતી હોયની એમ ઉભી રહી, તથા વખતે જમીનપર ચળકતી ઝીણી રેતી ઉપ-

ર બેશી નિર્મલ, નીલરંગી આકાશ તરફ વિચાર શૂન્ય દૃષ્ટિથી જોયા કરતી. ક્વચિત્ ક્વચિત્ ત્હેનું હૃદય મંદત્વરિત ઉછાળા મારતું જણાતું; અને કોઈ કોઇ વખત ત્હેના પરવાળાં જેવા સુન્દર ઓષ્ઠમાંથી એકાદ ઝીણો નિઃશ્વાસ નીકળી કોઇ અગમ્ય પ્રદેશ તરફ ચાલ્યો જતો.

"તે ઘણોજ મનોહર છે !" તે બબડી અને શૂન્ય આકાશ તરફ એવી તો લક્ષપૂર્વક જોઇ રહી કે જાણે બીજાઓની દૃષ્ટિએ ન પડે એવું કાંઈ વિચિત્ર તે જોઇ શકિત હોયની !

"તોપણ બદુરા ખરૂં કહે છે," ત્હેણે થોડીવાર સુધી મૌન રાખ્યા પછી ત્હેણે વિચાર કરતે કરતે પોતાના અંતઃકરણમાં ઉત્પન્ન થયેલા પ્રશ્નનો મ્હોટેથી ઉત્તર આપ્યો; અને બદુરા ઉપર જાણે ગુસ્સે થતી અથવા થઇ હોયની, એમ ત્હેની મુખાકૃતિ ઉપરથી દૃષ્યમાન્ થતું હતું.

બદુરા ગુલબદનની શિક્ષાગુરુ, સહચરી, સલાહકાર, અને લગભગ ત્હેની જનનિ હતી એમ કહીયે તોપણ ચાલે. ત્હેનાં માતપિતા ત્હેને શિશુત્વમાં મૂકી સ્વર્ગસ્થ થયાં હતાં. ગુલબદન પોતાની જનનિનું નામ ઉચ્ચારી શકે એટલામાં તો ત્હેને મૂકીને ત્હેની માતાને જવું પડયું હતું; અને ત્હેનો પિતા દ્દિવનો સરદાર ઇસ્લામશાહ, આશરે આઠેક વર્ષ ઉપર ખરેખરા યૌવનમાંજ, ચાંચિયા લોકોની સામે પોતાનું વહાણ લઇ જતાં એક ગોળી વાગવાથી મૃત્યુ શરણ થયો હતો. બદુરા—સ્ત્રી જાતિના ભૂષણરૂપ બદુરાએ ગુલબદનની માતાની ખોટ પુરી પાડી હતી. ત્હેને કેવળ શિશુત્વમાંથી સંભાળી ઉછેરીને મ્હોટી કરી હતી, અને હવે તે ત્હેની વિશ્વાસ ભૂમિ તથા પ્રીતિપાત્ર અને ઉત્તમ મિત્ર તથા સત્ય સલાહકાર તરીકે જ ગણાતી હતી.

ગુલબદન અહિં વિચારનિમગ્ન થઇ બેઠેલી હતી એવામાં બદુરા ત્હેને ખોળતી ખોળતી ત્યાં આવી પ્હોચી. ગુલબદન એકદમ ખખડાટ સાંભળી ચમકી ઉઠી.

ગુલબદન—"હેં ! વ્હાલી બદુરા તું છે કે ? તું અહિં શી રીતે આવી ?

બદુરા—"બ્હેન ! તું મ્હને ઘણી વાર ત્હારા સંરક્ષક દેવદૂતની ઉપમા આપે છે, તે તને સાંભરે છે ? કહે, પોતાની સંભાળ નીચેનાં મનુષ્યોથી જરાએ દેવદૂતોએ દૂર ખસવું જોઇએ !"

ગુલબદન—" બદુરા ! ત્હેં જે જે કહ્યું તે બાબતજ હું પણ વિચાર કરતી હતી; ત્હેં મને કહ્યું તે સર્વ ખરેખરૂં ડહાપણ ભરેલું છે—સત્ય છે. એ વિષે તો મ્હારાથી ના નહિ કહી શકાય; તો પણ—"

બદુરા (મ્હોં મલકાવીને)—" તોપણ ! ત્હારૂં ડહાપણ—જ્ઞાન—બુદ્ધિ મ્હારા વિચારને મળતાં આવે છે, પરન્તુ ત્હારૂં હૃદય તે પસંદ કરતું નથી, એમજ કહેતી હતી ને."

ગુલબદન— "હા ખરેખર એમજ છે."

બદુરા—"જો બ્હેન ! હું ત્હેમાં ત્હારો જરાક પણ વાંક કહાડતી નથી. અરે, હું પણ કબુલ કરૂંછું કે, હું ત્હારા જેવડી હોઉં અને ફાઝિલખાન જેવો વિદ્વાન, હુંશિયાર, તથા ફક્કડ અમીર મ્હારી પાસે પ્રેમની યાચના કરતો હોયતો હું—હું પણ વખતે મોહ પાસમાં ફસ્યા વિના રહું નહિ.

એટલુંતો કોઇ પણ મનુષ્ય કબુલ કરશે કે આ યુવાન પરદેશી ઘણોજ ખુબ સુરત છે, અને નિઃસંશય બાલિકાઓ—તરુણ સુંન્દરીઓનાં હૃદયોમાં કારી જખમ કર્યા વિના રહે નહિ એવું ત્હેનું સૌંદર્ય છે; ત્હેનો દેખાવ મનોહર છે, ત્હેથી રીતભાત સાદી અને સુઘડ હોવા છતાં, તે એક દમ યૌવનાઓનાં મન ઉપર અસર કરે ત્હેવી છે, અને ખંભાતમાં ત્હેને આવ્યે ઘણોજ થોડો વખત થયો છતાં ત્હેના સ્વભાવ—બુધ્ધિ—અને વર્ત્તન વિષે જે કાંઇ આપણા જાણવામાં આવ્યું છે તે સર્વ ત્હેનામાં અમીરી-પોષાક અને અમીરી દેખાવ સાથે કુદરતનુંજ અર્પાયલું અમીરી હૃદય પણ છે, એમ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. પરન્તુ અરે આ પ્રમાણે હોવા છતાં, પણ શું થયું ?—તે ફક્ત એક ગરીબ પરદેશી છે, જે ફક્ત પોતાની હુંશિયારીથીજ પૈસો કમાવાની આશા રાખે છે; અને ખંભાતનો નવાબ હિન્દુસ્થાનના રાજ્ય કર્ત્તાઓમાં હાલ જે પ્રથમ વર્ગમાં બેશી શકે છે તે શ્રીમાન્ અને સન્તાવાન્ સરદાર પોતાની એકની એક બત્રીજી—તનયા કહીએ તોપણ ચાલે એવી દિનની બેગમ ગુલબદનને જે માણસ પોતાના શહેરમાં થોડાજ વખત ઉપર એકાદ ગરીબ ભિખારી કરતાં સહેજ જ સારી સ્થિતિમાં આવ્યો હતો, ત્હેની સાથે લગ્ન કરવા દેશે, એમ ત્હને લાગે છે?"

ગુલબદન—વ્હાલી બદુરા ? તું વળી લગ્નની વાતો અહિં ક્યાંથી લાવી ? ફાઝિલને માટે મ્હારા મનમાં જે લાગણી છે તે ફક્ત મિત્રાઇનીજ છે."

બદુરા—" એમકે ? બોલ ત્યારે, આપણી ખંભાતની અમીરજાદી-

એમાંથી કોઈ શ્રીમાન્ અને ખુબસુરત બાનુની સાથે ફાઝિલખાન નિકા પડે, તો ખરેખર રાજી થઈશ, ખરૂં કની ?"

ગુલબદન (ઉતાવળથી—ગભરાઈને)–હેં ! ફાઝિલ કોઇની સાથે લગ્ન કરેજ નહિ; એ બાબતની તો મ્હને ખાત્રી છે."

બદુરા—"બ્હેન ! મ્હારી બાપુડી ! તું ભૂલ કરે છે; એ યાદ રાખજે કે બાલિકા કોઇ પણ યુવકના ઉપર સ્નેહ ભાવ રાખે છે, તે-કદાચ પોતે નહિ જાણુતી હોયતો પણ—ચિરકાળના સ્નેહના જીવન તરીકે અનન્ત ઐક્યની ઇચ્છા રાખેજ છે. પ્રેમની ઉચ્ચતમ સ્થિતિ લગ્ન–સ્નેહમાંજ છે, અને બીજા કોઈ પણ પ્રકારનો પ્રેમ એટલો દિવ્ય, ઉચ્ચ કે શુદ્ધ રહી શકતો નથી. સ્ત્રી પુરુષનાં હૃદયની એકતા વડે ઉત્પન્ન કરેલા પતિ પત્નીના જીવન દ્વન્દ્વમાંજ પોતાની અતિનિર્મલ–અતિસ્વર્ગીય સ્થિતિ પામે છે, અને પ્રેમના અન્ય અનેક પ્રકાર આ દિવ્ય જીવનને શિખરે પ્હોચવાનાં પગથિયાંરૂપજછે. સર્વોત્તમ પ્રેમનો સંપૂર્ણ વિકાસ લગ્ન સ્નેહમાંજ થઇ શકે છે. માટે તું જેને હાલ નિર્દોષ પ્રેમમય મિત્રતા માને છે તે સંભવિત હોવા છતાં, લગ્ન સ્નેહજ છે અને તે મ્હેં કહ્યો એવો સ્નેહજ છે એમ ત્હારા ઉદ્ગાર ઉપરથી જણાઇ આવે છે. પણ, બ્હેન ! ત્હારા કાકા, જે ઘણાજ પ્રેમાળ અને ભલા હોવા છતાં રાજનીતિ અને યોગ્યાયોગ્ય દરજ્જા સંબંધી ઘણુંજ લક્ષ આપે છે, ત્હેમને ઘણાજ નાખુશ કર્યા શિવાય ત્હારી આ ઇચ્છા ફલીભૂત થઇ શકે તેમ નથી."

ગુલબદન—"બદુરા ! હું તે બધુંય જાણુંછું; પણ ફાઝિલખાન તરફ મ્હારા હૃદયનું વલણુ થાય છે તે સ્નેહ નથી, અને હું ત્હેની સાથે મ્હારૂં લગ્ન થાય એમ પણ ઇચ્છતી નથી તથા આવા પ્રકારના ભાવમાં સ્નેહનું કાંઇ કામ પણ નથી એ હું ત્હેને કદિ પણ સમજાવી નહિ શકું ? હું ફરીથી કહું છું કે ત્હેને વિષે મ્હારા મનમાં છે તે લગ્ન સ્નેહ નહિ પરન્તુ મિત્રતા–ખરેખરી અને ખાસ અંતઃકરણની મિત્રતા છે; બીજું કાંઈજ નથી. અને ફાઝિલ એ મિત્રતાને યોગ્ય હું બોલી? અરે, ફાઝિલ એને યોગ્ય નથી ? "

બદુરા—" હા, હા. મિત્રતા અને પ્રેમ. ગુલબદન ! બ્હેન ! આ બને વસ્તુઓ નિર્દોષ—નિર્મળ બાળકીઓનાં હૃદયને કેદ કરવાને અરસપરસ નામ બદલી, કેવી કેવી યુક્તિઓ વાપરે છે, તે તું શું જાણે ? ત્હને ખબર છે કે,

જે હ્રદયનાં દ્વારે પ્રેમની સામે હમ્મેશાંજ બંધ રહ્યાં હોત, તે હ્રદયમાં તે મિત્રતાના પોશાકમાં ઘુશી જાય છે, અને ફત્તેહ મેળવે છે ? ટુંકામાં, મ્હારી બાપુડી! તું જરા વિચાર કર ત્હારા કાકાએ ત્હારે માટે કેટલું બધું કર્યું છે, તું ત્હેમના કેટલા મ્હોટા ઉપકાર નીચે છે;—અને ત્હારા જીવનનું આ તરફનું વલણ ત્હેમને કેટલી બધી દિલગીરી અને ચિન્તામાં નાંખશે;—એ બધા વિષે તું સંપૂર્ણ રીતે વિચાર કર અત્યારે જે ફક્ત મનોવૃત્તિનું જ વલણ છે તે વખતે આગળ જતાં એવું મ્હોટું બન્ધન થઇ પડે કે જેમાંથી મુક્ત થવુ, તું ગમે તેટલા પ્રયત્નો કરે તોપણ કેવળ દુઃસાધ્ય જ થઈ પડે. માટે અત્યારે ત્હારી મનોવૃત્તિઓના વલણને સ્વચ્છંદ ભમવા ન દેતાં ત્હેના ઉપર દાબ રાખતાં શીખ કે જેથી આગળ ઉપર ત્હારે જરા પણ પસ્તાવું ન પડે. ”

ગુલબદન-“તું કહેછે તે ખરૂંછે, બદુરા-હું પણ ધારૂંછું કે ફાઝિલ તરફનું મ્હારા હ્રદયનું વલણ કેવળ આકસ્મિક-મનોવૃત્તિઓનુંજ છે, જે હું સત્વર ફેરવી શકીશ. ના, ના; ખરેખર હું ફાઝિલને ચ્હાતી તો નથીજ-એની તો તું ખાત્રી રાખજે. હવે તો વળી-ત્હેં મ્હને બતાવ્યું તેમ હું મ્હારા અતિ પ્રિય, ભલા, કાકા સાહેબને આ ફાઝિલનેજ લીધે ફિકર તથા દિલગીરીનું કારણ થઇ પડું એમ છે તો મ્હારા મનમાં તો ત્હેના તરફ કાંઇક વિરોધ -ભાવ ઉત્પન્ન થશે, એમ પણ મ્હને લાગેછે.”

બદુરા (મ્હોં મલકાવીને)-“ત્હારી ફરજ અને ઉપકારની લાગણીઓ એટલી બધી મજબૂતછે?”

ગુલબદન-“અરે, હા. બદુરા! તે કાંઇ આજનીછે ? ત્હને હવેજ જણાવશે કે તે છે કે નહિ. આ અપ્રિય ફાઝિલ-મ્હને આટલોબધો કંટાળો કયેમ આપતો હશે? એ ખંભાતમાંજ ન આવ્યો હોત તો સારૂં થાત ! હું, ખરેખર, ખાત્રીથી કહુંછું કે એને હું જરા પણ ચ્હાતી નથી.”

બદુરા.-“હેં !-ફાઝિલખાનને ચ્હાતી નથી?”

ગુલબદન(પોતાની નજર જમીન ઉપર નાંખીને)-“ના, ના. જરા પણ નહિ. એથી ત્હારે એમ માનવાનું નથી કે હુ એનું બુરૂં ઇચ્છું. પરન્તુ કદાચ હું એને ચ્હાતી ન હોઉં તોપણ, મ્હારે એને ધિક્કારવો શામાટે જોઇએ ! ગરીબ ફાઝિલ!”

બદુરા.—“ ઠીક, હવે આ વાત આપણે પાછાં મળીશું ત્યારે ફરીથી

ફરી જોઇશું. મ્હારે કાંઇ કામ છે અને ગાડી બ્હાર વાટ જુવે છે. વ્હાલી બ્હેન ! હું જાણું છું; પરન્તુ આ ડહાપણ ભરેલા નિશ્ચય તહેં જેટલી ઝડપથી કર્યો છે, તેટલીજ ત્વરાથી મૂકી દેતી નહિં .જો જે, હો ! ”

બદ્દુરા ગઇ, અને ગુલબદન પાછી અનિશ્ચિત તથા ચિન્તાગ્રસ્ત ચ્હેરે વિચારમાં પડી. ત્હેણે આકાશમાં હવાઇ કિલ્લાઓ બાંધેલા હતા— ગાંધર્વ નગરો વસાવ્યાં હતાં, તે સર્વ ક્ષણમાં વિલુપ્ત થઇ ગયાં; ત્હેના આશા તરંગો—ત્હેના ઉજ્વળ જીવનરંગો કોઇક વિચિત્ર પ્રકારના કિસ્મતની શ્યામતામાં અદૃશ્ય થઇ ગયા; અને જીંદગી એ એક પ્રકારનું દુઃખજ છે— હમ્મેશાં ફર્યાં કરતું દુઃખોદધિનું એક મોજુંજ છે એમ તેના હૃદયને ખાત્રી થવા લાગી. તે વારંવાર જાણે કાંઇ વસ્તુ શોધતી હોયની એમ આસપાસ જોતી હતી, પરન્તુ પોતે શું ખોળે છે તે પોતાના હૃદયને પણ કહેતાં શરમાતી—ડરતી હોયની એમ મનમાં પણ તે વિષે વિચાર કરવાની હિમ્મત ધરી શકતી ન્હોતી.

સ્હાંજ પડી હતી છતાં સઘળું શુષ્ક લાગતું હતું અને હજી તીવ્ર તાપ પડતો હોવાથી ગુલબદનને પોતાના બદન રૂપી ગુલ તરુ ઘટાની શીતળ છાયા નીચે રાખવું પડયું હતું. આ બાગમાં ગાઢ લીલોતરીમાં જાણે સ્વાભાવિકજ હોયની એમ દેખાતો એક ન્હાનો પરન્તુ દેખાવડો ફુવારો હતો જેના ઉપર કુદરત અને કળા બંનેએ મળીને લીલી લીલી સુગંધી પુષ્પોથી લચી જતી વેલોનો લતામંડપ બનાવેલો હતો. ગુલબદન હવે ઉઠી અને ત્હેણે તે તરફ પોતાનાં પગલાં વાળ્યાં. તે આ ફુવારા પાસે આવી પ્હોંચી, પરન્તુ તરતજ ત્હેણે શરમાઇને એકદમ પાછું ફરવા માંડયું; કારણ, ઉડતા પાણીના છંટકાવમાં મઝા માનતો, વારિબિન્દુમાં અસ્ત થતા સૂર્યનાં કિરણોથી બંધાતાં રંગબેરંગી અનેક ઇન્દ્ર ધનુષ જોતો, હાથમાં ઝાલેલા એક કાગળમાં, પોતાનું મન પરોવવાને પ્રયત્ન કરતો, હાથમાં અને હૃદયમાં કાંઈ નવા નવા ઉત્પન્ન થતા તર્ક તરંગોમાં લીન થયેલો, ફાઝિલખાન ત્યાં બેઠો હતો.

ગુલબદન, ત્યાં ઉભાં રહેવું કે પાછાં જવું એ બે વિચારની વચ્ચેની આન્દોલન સ્થિતિમાં ક્ષણેક ઉભી રહી. એટલામાં કાંઇક અવાજ સાંભળતાં ફાઝિલખાન એકદમ ચમકી ઉઠયો અને ત્હેના જેવાજ ગભરાયલા ચ્હેરાથી, ત્હેની પાસે આવી—ત્હેણે ગુલબદનનો હાથ મર્યાદાપૂર્વક પોતાના

હાથમાં લીધો અને પોતે બેઠો હતો ત્યાં એક સુન્દર આરસની પાટલી હતી હેના ઉપર હેને બેસાડી.

આમ થવાથી તે એકદમ ન્હાશી જાય એમ તો ફાઝિલખાનને ખરેખરૂં અપમાનજ આપવાની અથવા તિરસ્કાર કરવાની ઇચ્છા હોય તે શિવાય બને તેમ ન્હોતું.

હેનો હાથ હજી ફાઝિલખાનના હાથમાંજ રહેલો હતો; પરન્તુ તે હાથમાં લે એટલું તો સ્વાભાવિક હતું કે, હેને માટે ગુલબદન હેના કાંઇ પણ દોષ કહાડી શકી નહિ. પણ પછી શું કરવું ? પોતાનો હાથ એકદમ ખેંચી લેવો ? પણ તેમ કરવાનું કાંઇ કારણ ન્હોતું; હેના હાથમાં રહ્યાથી પોતાના હાથને કાંઇ હરકત થતી ન્હોતી, અને વળી તે હેના હાથમાં રાખવા દીધાથી ઘણોજ ખુશી થયો હોય એમ જણાતું હતું જે-નાથી પોતાને કાંઇ પણ હરકત થતી ન્હોતી અને હેને આટલો બધો સુખી થવાનું કારણ મળ્યું હતું, હેમાં જાણીજોઇનેજ ભંગ પાડવાની અ-દ્વિતીય ક્રૂરતાનું કામ કરવાનુ મૃદુ ગુલબદન ધારે એ કેવું અસંભવિત હતું?

"બાનુસાહેબ !" કાંઇક બોલવાને ખાતરજ ફાઝિલખાને કહ્યું, "હમે સ્વચ્છ હવામાં ફરોછો, એ બહુજ સારૂં છે. રહાંજ ઘણીજ મનોહર છે."

"પણ, અમીર સાહેબ ! હું હમારી વિચારશ્રેણિમાં ભંગાણ પાડું છું." ગુલબદન બોલી.

"ના, ના. હું અહિં વિચાર કરવા બેઠો ન્હોતો." ફાઝિલખાન બોલ્યો; અને આ વાતચીત અહિંથી અટકી ગઇ. બંનેએ નીચું જોયું; બંનેએ વાતચીત આગળ વધારવાને આકાશ અને પૃથ્વી, ઝાડ અને ફુલ, વગેરે અનેક વસ્તુઓ તરફ દૃષ્ટિ ફેરવી

પરન્તુ તેઓ કાંઇકિ પણ બોલવાને જેમ જેમ વધારે આતુર થતાં ગ-યાં તેમ તેમ, તે પ્રમાણે કરવું વધારે કઠિન થતું ગયું. અને આવી દુઃખ-દ વ્યગ્રતામાં-આમને આમ -કેટલોક વખત ચાલ્યો ગયો.

"આહા ! કેવું સુંદર ફુલ!" મૌન તોડવાને એકાએક ગુલબદન બોલી ઉઠી, અને તે જાણે ઘણીજ આતુર હોયની એમ વાંકી વળી અને હેણે એક અર્ધા વિકસિત ગુલાબ ડાંખળી સાથે તોડી લીધું; આ આતુરતા કૃત્રિમ-જ હતી કારણકે જીંદગીમાંની ફક્ત એક વસ્તુ શિવાય બીજી કશાની હેને

આ બખત દરકાર હતીજ નહિ.

"ખરેખર તે ઘણુંજ ખુબ સુરતછે," ફાઝિલખાને ગંભીર મુખાકૃતિથી જવાબ દીધો, પરન્તુ મનમાં તો તે પોતાનાથી આવું નિર્માલ્ય વાક્ય બોલાઇ ગયું ત્હેને માટે દિલગીર થવા લાગ્યો.

"એનો ગુલાબીરંગ—એનાં પાંદડીઓની કારીગરી—એનો મનોહર દેખાવ, એ સર્વ એવાંછે કે આવો અનુપમ સંવાદ ઉત્પન્ન કરનાર ચિત્રકાર તો દુનિયાંમાં ભાગ્યેજ હશે," ગુલબદન બોલી.

"ગુલાબમાં સુગન્ધ અને કાંટા—સુખ અને દુઃખનાં સ્વરૂપ સાથેજ વસતાં લાગેછે. ઓ ગુલબદન! જે માનવના હાથમાં ત્હમે આ ગુલ મુકશો ત્હેનું ભાગ્ય કેટલું મહાન હશે? જીંદગીમાં સુખ અને દુઃખ, આ ગુલાબમાંના સુગન્ધ તથા કાંટાઓના કરતાં કાંઇ ઓછા સંબંધથી એકઠાં બંધાયલાં નથી."

"ત્હમે એક ન્હાના, નજીવા ફુલની કિમ્મત હદપાર વધારી મૂકોછો."

"આ કુસુમ અર્ધ્વ પ્રફુલિત સ્નેહના સ્વરૂપ જેવું દેખાય છે; વળી ત્હેમાંના રંગો ખાસ પ્રેમનાજ કહેવાય છે. આ પુષ્પઉપરથી જે અર્થ થઇ શકે છે તે ગુલબદન કોને અર્પવાની કૃપા કરશે, એ હું જાણી શકું? આવી બાબતો વિષે બોલવાનો મ્હને હક—અધિકાર નથી, એ હું જાણુંછું; પરન્તુ આજ મ્હને શું થઇ ગયું છે તે મ્હારાથી પણ સમજાતું નથી. હુ ભૂલો ઉપર ભૂલો કરેજ જાઉંછું. બેગમસાહેબ ! મ્હારી ઉદ્ધતાઇ માફ કરો; હું આવા વિચાર વધારે વાર દર્શાવવા અથવા આવા પ્રશ્નો વધારે વાર પૂછવા ખુશી નથી."

તે ચૂપ થયો. ગુલબદન પણ ચૂપજ હતી.

પણ જો કે તેઓ પોતાના હૃદયના ગુપ્તભેદ અંતર્ગત ભાવ કહી ન દેવાય એટલા માટે મ્હોં બંધ રાખી શકયાં; જોકે ગુલબદને એમ સ્પષ્ટ રીતે કહ્યું નહિ કે—"આ ફુલ જેને હું અર્પવા ઇચ્છુંછું તે તુંજ છે;" જો કે ફાઝિલખાને શબ્દોથી એમ કહ્યું નહિ કે—'ગુલબદન ! આ ગુલાબ અને એની સાથે ત્હારૂં હૃદય, ત્હારો પ્રેમ મ્હને આપ;—તોપણ અરે ! ત્હેમની આંખો ચૂપ ન્હોતી. હૃદયજીવનની ગુપ્ત મનોવૃત્તિઓના તે દગલબાજ દુભાષિયા હૃદયો એક બીજાની સાથે કબુલત કરે છે ત્હેનીયે પહેલાં ત્હેમના ઘણાંયે મ્હોટા છુપા ભેદ બ્હાર પાડી એક બીજાને જણાવી દે છે.

ફાઝિલખાન અને ગુલબદન એક બીજાની સામું એવી રીતે જોતાં હતાં કે તેથી જિવ્હાને તસ્દી લેવાના જરૂર જેવું ન્હોતું; ત્હેમના ચક્ષુપ્રદેશમાં જીવન એવી રીતે મોહલુબ્ધ થયેલું હતું કે બીજી બધીય ઇન્દ્રિયોનું અસ્તિત્વ ભૂલાઇ જાય, જાણે બંનેનાં જીવનજ નેત્રમય થઇ ગયાં હોયની એમ લાગતું હતું. આખી મનુષ્ય જાતિમાંથી જે નરરત્ન પોતાના હૃદયમાં આરોપવાને ત્હેણે શોધી કહાડ્યું હતું ત્હેની સાથે પોતાની આંખો મળતાં ગુલબદનના હોઠ ઉપર રમતું સ્મિત કેવું મધુર—કેવું મૃદુ—અને કેવું મનહર હતું! અને ત્હેની સમક્ષ બેઠેલો યુવક તે સ્મિતના અભ્યાસમાં કેવો આનન્દમયજ થઇ ગયેલો જણાતો હતો?—તથા તે અભ્યાસનો અંત આશા નિરાશાના ભિન્ન ભિન્ન રંગથી રંગાયલા ચ્હેરા ઉપર કેવા અનુપમ ઉત્સાવમાં આવ્યો?—એ સર્વ ચિત્રકાર અથવા લેખકની પીંછી અથવા કલમની સત્તાની બ્હાર છે; એ આલેખવાનો પ્રદેશ હૃદય છે અને આલેખનાર પ્રેમ છે; આવા અમાનુષ તત્વને માનુષ કદિ બનાવી શકાય તેમ છેજ નહિ, કારણ ત્યાં શારીર જીવનનું નહિ પરન્તુ હૃદય જીવનનુંજ સામ્રાજ હોઇ શકે. તે યુવાન સ્મિતના ભાવ સમજ્યો, તેનું હૃદય ધડકવા લાગ્યું, અને ત્હેની આંખોનો પ્રકાશ પ્રેમ જ્યોતિના ઉદ્દીપનથી ધીમે ધીમે વૃદ્ધિ પામતોજ ગયો.

ગુલબદનનું હૃદય પણ ધડકવા મંડયું; ત્હેની આંખો સામી આંખો તીવ્ર વેગ—ચંડપ્રતાપ સહવાને અશક્ત થતી ગઇ અને ત્હેના મ્હોં ઉપર એક મૃદુ વ્રીડા વિકારે પોતાનું રક્તત્વ પ્રસારી સૌંદર્ય પુષ્પ પ્રફુલ્લિત કર્યું.

"ગુલબદન!" આખરે આકસ્મિક રીતે ફાઝિલખાન ધીમેથી બોલી ઉઠયો; અને "ફાઝિલ!" એ અક્ષરો ગુલબદનના નિ:શ્વાસની સાથે બ્હાર નીકળી આવ્યા.

"આ ગુલાબ તો મ્હનેજ આપો!" આખરે ફાઝિલખાન આતુરતાથી બોલી ઉઠયો અને ત્હેના પગ આગળ ઘુંટણીએ પડી ત્હેણે ફરીથી કહ્યું, "ગુલબદન! એ ગુલ તો મ્હનેજ આપો!"

ગુલબદન ફુલને પોતાના કુસુમિત કરમાં પકડીજ રહી.

"ત્હમારે ત્હેને બદલે જે માગવું હોય તે માગો; જો ત્હેની કિમ્મતનો બદલો એકાદ તખ્તથી વળી શકે તેમ હશે તો—હું વળી ત્રણ તખ્ત પેદા કરીશ અથવા પ્રયત્ન કરતાં પડીશ. ગુલબદન! એ ફુલ મ્હનેજ આપો!"

પોતાની પાસે, ઘુંટણીએ પડેલા મનોહર યાચકનું મુખારવિંદ એક-વાર છુપી રીતે ગુલબદને જોઇ લીધું; બીજીવાર જોવાની હિમ્મતજ કરી શકી નહિં.

"મ્હારો આરામ, મ્હારૂં સુખ, મ્હારી જીંદગી,—અરે! મ્હારી કીર્તિ પણ પેલા ન્હાનકડા ફુલ ઉપર આધાર રાખે છે એ મ્હને આપો, અને ત્હેને ખાતર તમે કહો તે કરવાને—મ્હારી અમૂલ્યમાં અમૂલ્ય વ-સ્તુ ત્યજવાને તૈયાર છું. આ દુનિયામાં કોઇ પણ વસ્તુ એવી નથી કે જેનો પ્રેમ વેદી ઉપર ભોગ આપવાને હું તત્પર ન હોઉં."

તે નાજુક કુસુમ ગુલબદનના સ્ફટિક કરમાં ધ્રુજવા લાગ્યું. ત્હેની આસપાસ વીંટાયલી આંગળીઓનો બન્ધ ઢીલો થયો.

"ગુલબદન! મ્હને સાંભળો છો? હું તમારે પગે પડીને માગું છું; શું નહિંજ જવાબ દો?—ત્યારે શું મ્હારી યાચના અફળજ છે? ત્યારે હું યાચક નિષ્ફળજ થવાનો?"

"યાચક"—એ શબ્દે ગુલબદનની સ્મૃતિમાં બહુરા અને ત્હેની ડહાપણ ભ-રેલી શિખામણો એકદમ પાછી આણી "આ હું શું કરવા બેઠી છું?" તે પોતાના મ-નમાં બોલી ઉઠી "શું હું મ્હારું વચન. મ્હારો ઠરાવ એટલી વારમાં ભૂલી ગ-ઇ?! ગુલબદન ગુલબદન! અહિંથી ન્હાશી જા—જતી રહે! જેટલી તું અહિં વધારે વખત ઉભી રહીશ, તેટલી તું ત્હારી ફરજથી—ત્હારી જાતથી—અને ત્હારા નિશ્ચયથી વધારે વધારે વિમુખ થતી જઇશ."

ત્હણે સહસા તે સુન્દર, કોમળ, સુગન્ધી ફુલની પાંખડીએ પાંખડી જૂદી કરી નાંખી—તે મનોહર કુસુમ છુંદી નાંખ્યુ: અને જમીન ઉપર તિરસ્કારથી ફેંકી દઇ ત્હેના ઉપર પગ દીધો.

"ફાજિલખાન! તમારા બોલવાનો અર્થ હવે સમજાયો." ત્હેણે કહ્યું; "અને એકવાર સમજાયા પછી ત્હેવો વિષય ફરીથી ચર્ચાવવા—ચાલવા દેવાની મના કરૂં છું. હાલ આપણે જૂદાં પડીએછીએ પરન્તુ હવેથી કોઇ પણ વખત આવા વિષય ઉપર ધૃષ્ટતાથી વાત કરીને મ્હને કદિ પણ ગુ-સ્સે કરતા નહિ!"

ફાજિલખાનને શોક અને આશ્ચર્યમાં લીન થઇ ગયેલો ત્યાંનો ત્યાં ઉભો રહેવા દઇ, ત્હેનો જાણે તુચ્છકાર કરતી હોયની એમ ચાલી ગઇ.

# પ્રકરણ ૫ મું.

## ખૂની.

ગુલબદન પોતાના મ્હેલમાં પ્હોંચી નહિ એટલામાં તો તે પોતાની પર્ત્તણૂકને ધિક્કારવા લાગી. આવો સખ્તાઇ ભરેલો જવાબ દેવો એ ક્રૂરતાનું કામ છે એમ તે માનવા લાગી. ફાઝિલખાનની પાસેથી જ્યારે પોતે ચાલી આવી, તે વખત તે ખેદ અને આશ્ચર્યથી દિઙ્મૂઢ થયેલા યુવકે પોતાની તરફ કેવી દીન—કેવી આર્દ્ર દૃષ્ટિએ જોયું હતું, તથા પોતાની પાછળ કેવી શોકમય નજર નાંખી હતી, ત્હેનું સ્મરણ હવે ત્હેને દુઃખપ્રદ થઇ પડયું. ત્હેનો ગ્લાનિપૂર્ણ ચ્હેરો ત્હેને સાલવા લાગ્યો. ત્હેને જમીન ઉપર આંસુની નદીઓ વ્હેવરાવતી આંખો તથા વિખરાઇ ગયેલા વાળથી, નિરાશામાં શબવત્ પડેલો જાણે પોતે જોતી હોયની, એમ ત્હેને લાગવા માંડયું. પોતાની ક્રૂરતાને લીધે જાણે તે મૃત્યુ માગતો હોય અને મૃત્યુએ પણ જાણે ત્હેના ઉપર કૃપા કરીને ત્હેની વિનંતી સ્વીકારી હોયની એમ ત્હેને ભાસવા લાગ્યું. "ફાઝિલખાન મરી ગયો!"—એ ભયાનક શબ્દો નિરંતર ત્હેને કર્ણે પડવા માંડયા. જે વીરનરને સદ્‌ગુણી લોકો વંદનીય ગણતા અને જેનાથી બદમાશો ન્હાસતા ફરતા, ત્હેની કબરની આસપાસ આખા ખંભાતને ડુસકાં ભરતું—ખરેખરા શોકથી રોતું ત્હેણે જોયું; કારણ ત્હેને ત્હેના મિત્રો તો માન આપતાજ હતા, પરન્તુ દુશ્મનો પણ ત્હેના જેવા અલૌકિક યુવાનની પ્રશંસા કર્યા વિના રહે તેમ ન્હોતું.

"ઓ ખુદા!" તે બોલી ઉઠી, "તે વખત મ્હારી બધી હુંશિયારી ક્યાં ઉડી ગઇ? અને હજીપણ—મ્હારા નિશ્ચય ક્યારનાયે મંદ પડવા માંડયાછે. ઓ ફાઝિલ! મ્હેં ત્હને કહ્યું ત્હેવો મ્હારા હૃદયનો અર્થ ન્હોતો. હું ત્હને ચાહું છું—ખરેખર ચાહું છું; હાલ અને હમ્મેશાં ત્હનેજ ચાહુંછું, પછી ભલે બહાદુરને જે કહેવું હોયતે કહે અને મ્હારા ઉપર કાકા સાહેબને ગુસ્સે થવુ હોયતો થાય."

ઉપર સૂચિત મેળાપ થયા પછી થોડાજ દિવસમાં ફાઝિલખાનમાં મ્હોટો ફેર થયેલો ત્હેણે સાંભળ્યો; ત્હેણે સામાન્ય જનમંડલમાં ભળવું મૂકી દીધું હતું, અને જ્યારે ખાસ મિત્રોના આગ્રહથી તે બીજાઓની સાથે ભળતો ત્યારે ન્હેનું મન જાણે કોઇ અસહ્ય ચિન્તાથી ગ્રસ્ત થઇ ગયેલું હોય એમ ત્હેના દેખાવ ઉપરથીજ લાગતું.

આ ખબરે ગુલબદનના હૃદયને ખંજરના જેવો સખ્ત જખમ કર્યો. તે પોતાના ઓરડાના એકાન્તમાં વિશ્રાન્ત થવાને ઝટપટ ન્હાશી ગઇ; અને ત્યાં પોતે ફાઝિલખાનની સાથે ચલાવેલી વર્ત્તણુકને માટે બેહદ દિલગીરી તથા પશ્ચાત્તાપના અનિયત અશ્રુપાતમાં ગિરફ્તાર થઇ.

આ પ્રમાણે ત્હેના મન ઉપર ગુપ્ત રીતે સામ્રાજ્ય ભોગતા શોકને લીધે ત્હેની તન્દુરસ્તી નબળી પડી ગઇ કોઇપણ મનુષ્ય ત્હેનું દુઃખ દૂર કરી શકે તેમ ન્હોતું કારણ કે ત્હેની ફિકરનું કારણ અથવા ત્હેના વ્યાધિનું મૂળ કોઇ જાણતું ન્હોતું, આથી ત્હેના કાકાના અંતઃકરણમાં ભારે ચિન્તા ઉત્પન્ન થાય, ત્હેમાં કાંઇ આશ્ચર્ય જેવું ન્હોતું; વળી જે મંડળમાંથી ગુલબદન દેખાતી બંધ થઇ, ત્યાં ફાઝિલખાનને પણ આવવાનું—મન થતું હોય તોપણ ઘણુંજ—ઓછું મન થાય એ સ્વાભાવિક હતું; અને તેથી એકાન્તમાં રહ્યાથી ફાઝિલખાનનો પ્રેમ બીજી સર્વ લાગણીઓ વિસ્મરી એકલા ત્હેનુંજ નિરંતર સ્મરણ—ચિન્તન થયા કર્યાથી, સતત વૃદ્ધિ પામી, આખરે હૃદયમાંપોતાનું અજીત સામર્થ્ય—દિગ્વિજયી પ્રભુત્વ સ્થાપિત કરે, એમાં પણ કાંઇ નવાઇ જેવું ન્હોતું.

પણ હવે આપણે ક્ષણેક પર્યન્ત, ગુલબદનની માંદગીના ઓરડામાંથી ખશી જઇ, પેલા કાવતરાંખોર મંડળના મકાનની મુલાકાત લઇએ; કારણ કે તેઓ હવે દિન પર દિન નવાબ બહાદુરશાહ તથા ત્હેના મંડળને વધારે ભયંકર તથા નુકશાન કારક અને પોતાના પક્ષમાં વધારે શકિતવાન તથા વધારે સહાયકો વાળા થઇ, વખતે ધીમે ધીમે અને વખતે ત્વરાથી પોતાનું કાર્ય ફળીભૂત કરવાને આગળ વધવા માંડયા હતા.

રૂકનુદીન, દોલતચંદ, રહીમખાન, અને રંગીલરામ, આ ભયંકર સાહસના આગ્રણીઓ હવે ખુલ્લાં સાહિબખાનના મહેલમાં વારંવાર મળતા, જ્યાં ખંભાતનું રાજ્ય બંધારણ બાંધવા છોડવાની તથા ત્હેમાં સુધારા વધારા કરવાની ઘડભાંગ કર્યા કરતા. પણ તે સર્વમાં એટલુંતો જણાઇ આવતુંજ હતું કે દરેક માણુસ તે કામમાં પોતાનાં ખાનગી કારણો ને લીધેજ પડેલો હતો. એકનો ઇરાદો પોતાને માથે ચ્હડેલા દેવાંના ઢગલા ફ્હાડી નાંખવાનો હતો; તો બીજાની ઇચ્છા પોતાની અસાધારણ મહત્વાકાંક્ષાને લીધેજ પ્રેરાતી હતી. એક માણુસની વૃત્તિ દ્રવ્ય લાલસાને લીધે, તો બીજાની ખાનગી વૈરની તૃપ્તિને અર્થે ઉત્પન્ન થયેલી જણા-

તી હતી. ટુંકામાં ખંભાતના રાજભંડારનું અઢળક ધન, નવાબ બહાદુરશાહે ત્હેમના જેવા દુર્ગુણી અમીર ઉમરાવોની રાખેલી બેદરકારી, નવાબના સલાહકારો ઉપરની ખાનગી ઈર્ષ્યા, ગુલબદન પોતાના હાથમાંતો નહિજ આવે એવી ખાત્રી, તથા પોતાને માથે થઇ ગયેલા દેવાંના દાટ;—એ સર્વ આ કાવતરાના કારણુ રૂપ હતાં.

આ મહા પાતકી દુરાત્માઓ જેમણે ખંભાત આખું રાજ્ય—અથવા તેમ ન કરી શકાય તો ( ઓછામાં ઓછું ) ત્હેનું—રાજ્ય બંધારણ ઉંધું વાળવાના હેતુથી જ પ્રયાસ આરંભ્યો હતો, ત્હેમને હવે પોતાનાં વિચાર—ગાંધર્વનગરો વધારે રમણીય, વધારે સુન્દર લાગવા માંડયાં અને દિનપરદિન પોતાની ગોઠવણોની ફત્તેહની વધારે વધારે ખાત્રી થતી ગઇ. કારણુ કે એવામાંજ એક નવો, પરન્તુ જરૂરી, કર ખંભાતની પ્રજાઉપર રાજ્યકર્ત્તાઓ તરફથી નાંખવામાં આવ્યો હતો, જેથી નવાબસાહેબના સલાહકાર મંડળ ઉપર હાલ થોડા વખતને માટે ખંભાતીઓની કાંઇક અપ્રીતિ થઇ હોય એમ જણાતું હતું.

આ કાવતરાંખોર મંડળની પાસે પોતાનો હેતુ પાર પાડી શકે તેટલા પૈસા તથા સહાયકોની ખોટ નહિ હોવાથી, તથા રાજ્યની ઉથલપાથલ તથા ફેરબદલી કરવામાં—યોજવામાં—અને ફલીભૂત કરવામાં જરા પણ પાછી પાની ન કરે એવા હિમ્મતવાન, અક્કલવાળા અને મરણિયા થઈ ગયેલા માણસો ત્હેમના પક્ષમાં પુષ્કળ હોવાથી, હવે તેઓ ખંભાતનો વૃદ્ધ—ભલો નવાબ જેને ત્હેમના આવા ભયંકર કાવતરાનું સ્વપ્ન પણ ન્હોતું, ત્હેનો માંહો માંહે તિરસ્કાર કરવા લાગ્યા.

તોપણુ રાજ્યના કેટલાક મુખ્ય અમલદારો પોતાના કામમાં હરકત કરી શકે નહિ એવી રીતે મૃત્યુથી દૂર ખશેડાય નહિ, ત્યાં સુધી તેઓ પોતાના દૃઢ થયેલા વિચાર અમલમાં આણી શકે તેમ ન્હોતું. અને આટલું કામ કરવાનો આધાર ત્હેમણે લૂંટારાઓની કટારો ઉપર રાખેલો હતો, આથી જે વખત તે લૂંટારાઓના મૃત્યુનો ઘંટ વાગતો ત્હેમણે સાંભળ્યો, તથા ત્હેમનાં ધડ માથાથી જૂદાં થતાં જોયાં, તે વખત ત્હેમને પોતાની ખરે ખરી મ્હોટામાં મ્હોટી—સુન્દરમાં સુન્દર આશાઓ ઉડી જ જતી હોયની એમ લાગ્યું. ત્હેમને એમજ થયું કે આપણા સર્વ મનોરથ મનમાં જ રહી ગયા; અને હવે આપણી આશાઓ કદિપણુ પાર પડવાની જ નથી. પર.

ન્તું આ પ્રમાણે પોતાની ધારણાઓ નિષ્ફળ થતી જોઈ ત્હેમને આટલો બધો શોક થતો હતો, તો જ્યારે મગરૂર અબદુલે આખા ખંભાતને ઉઘાડે છોગ જણાવ્યું કે હું હજી ખંભાતમાંજ છું અને ખંભાતીઓમાંથી જેમને જરૂર હોય ત્હેમની સેવામાં મ્હારૂં ખંજર તૈયાર છે,—તે વખત ત્હેમને કેટલો બધો હર્ષ થયો હશે, તે સુજ્ઞવાચકે પોતે જ ધારી લેવું.

"આ ફક્કડ આપણાજ કામનો છે!" તેઓ એકદમ ઉત્સાહમાં આવી જઇ એકઠા બોલી ઉઠયા; અને હવે ત્હેમની મ્હોટામાં મ્હોટી ઇચ્છા ત્હેને પોતાની નોકરીમાં રાખી લેવો, એજ હતી.

આ આકાંક્ષા સત્વર ફલીભૂત થઈ—તેઓએ આ હિમ્મતવાન બદમાશને ખોળવા માંડયો, અને તે પોતાની મેળેજ મળી આવ્યો. ત્હેમના મંડળમાં આવવા લાગ્યો, પરન્તુ પોતાનાં વચનો તથા માગણીઓ બંનેમાં તે સરખોજ અતિમનસ્વી—ધોતાળ હતો.

આ કાવતરાંખોરોના આખા મંડળની મુખ્ય અને ખાસ ઇચ્છા—દિવાન માણેકચંદ જેને નવાબ સર્વમાં પોતાનો ખાસ સલાહકાર ગણતો હતો, જેની બાજપક્ષીના જેવી દૃષ્ટિ હમેશાં આ કાવતરાંખોરોને ધ્રુજાવ્યા કરતી, અને જેને મુલ્લાં સાહિબખાનની ઉપરવટ થઈ નવાબે મુખ્ય દિવાનની જગો આપેલી હતી,—ત્હેનું ખૂન પ્હેલું જ થવું જોઈએ, એ હતી. પરન્તુ આ એક મનુષ્યનું ખૂન કરવાને અબદુલે જે રકમ માગીતે ઘણીજ મ્હોટી હતી.

"મ્હારા માગ્યા પ્રમાણે મ્હને ઇનામ (બદલો) આપો," ત્હેણે કહ્યું, "અને પછી, હું સોગન ખાઇને વચન આપું છું કે, કાલ સ્હવારથી દિવાન માણેકચંદ તમને વધારે મહેનત આપવા રૂહેશે નહિ. ગમે તો ત્હેને સ્વર્ગમાં ચ્હડાવી દો અથવા નર્કમાં પુરી રાખો, પરન્તુ હું ત્હેને ત્યાં પણ ખોળી કહાડીને ત્હેના પેટમાં મ્હારૂં ખંજર ખોશી દીધાવિના રૂહેવાનો નથી."

તે બિચારા શું કરે? અબદુલ પોતાની માગણીઓ જરા પણ ઓછી કરે એવો માણસ ન્હોતો. મુલ્લાં પોતાની ઉમેદો બર લાવવાને અત્યંત આતુર થઇ રહેલો હતો; પરન્તુ ત્હેનો રસ્તો ફક્ત માણેકચંદની ચિતાઉપર થઇને જ હતો.

અબદુલને ત્હેના માગ્યા પ્રમાણેની રકમ મળી; અને બીજેજ સ્હવારે માનવંતો અને વૃદ્ધ દિવાન માણેકચંદ, નવાબનો ખાસ અને ઉત્તમોત્ત-

મ મિત્ર, તથા આખા રાજ્યની સલામતી તથા મગરૂરીનું કારણ—હેવા માણુસનું પણ અબદુલના ખંજર આગળ કાંઈજ ચાલ્યું નહિ અને તે દિવસથી માણેકચંદની ગણુના જીવતાં માણુસોમાં થતી અટકી.

"આ અબદુલતો ખરેખરો ભયંકર માણુસ છે, !" તે ખબર આ કાવતરાંખોરોને મળી, તે વખત તેઓમાંનો એક બોલી ઉઠયો, અને તેઓએ માણેકચંદના ખુનથી થયેલો હર્ષ તે દહાડે મધ્યરાત સુધી મિજબાની તથા ગાનતાનમાં આનન્દ કરી, પ્રફુલ્લિત કર્યો.

નવાબ તો આ ખુનની વાત સાંભળી સખેદાશ્ચર્ય તથા ધાસ્તીથી ખરેખરો બાધા ચકલા જેવોજ—ગાંડા જેવોજ બની ગયો. દિવાનનું ખૂન કરનાર માણુસને શોધી આપનારને હેણે દસહજાર મ્હોરોનું ઈનામ આપવાનું કબુલ કર્યું; અને એવીજ મતલબનું એક જાહેરનામું આખા ખંભાતમાં તથા બધા રાજ્યમાં બ્હાર પાડવામાં આવ્યું. આ જાહેરનામું બ્હાર પડયાને બહુ દિવસતો થયા ન્હોતા એટલામાં ખંભાતના રાજમહેલનાં મુખ્ય દરવાજા આગળ એક કાગળ ચ્હોડાયલો જોવામાં આવ્યો.

**ખંભાતીઓ!**

"માણેકચંદનું ખુન કોણે કર્યું, એ ત્હમે જાણુવા માગતા હશો. ત્હમને નકામી તસ્દી ન પડે એટલા માટે, હું જાહેર કરૂં છું કે, હું—અબદુલ હેનું ખૂન કરનાર છું.

"મ્હારું ખંજર મ્હેં બે વાર ત્હેના પેટમાં ખોસ્યું હતું. અને પછી ત્હેનું શરીર માછલાંઓને ખોરાકી આપવા દરિયામાં નાંખી દેવામાં આવ્યું હતું. જે માણુસ માણેકચંદના ખૂનીને શોધી આપશે ત્હેને નવાબ દસહજાર મ્હોરો આપવાનું વચન આપે છે; અને ત્હેને પકડી આપવાની જે હિમ્મત ધરશે ત્હેને અબદુલ **વીસ** હજાર મ્હોરો આપવાનું વચન આપે છે. સલામાલેકુમ સાહેબો ! આપનો નિમકહલાલ સેવક,—અબદુલ."

## પ્રકરણ ૬ ઠું.

### ખંભાતના બે મ્હોટામાં મ્હોટા માણુસો.

ઉન્મત્તતાનો આ નવો દાખલો જોઈને આખું ખંભાત ગુસ્સાથી ગાંડું થયું, એ વાચકોને જણાવવું તદ્દન નકામુંજ છે. વૃદ્ધ નાગરિકોની સ્મૃતિમાં

પણ કોઈ પણ દિવસ કોઇ પણ માણસ ખંભાતના વખાણવલા નગરરક્ષકોની તરફ આવા તિરસ્કારથી વર્તી શક્યો ન્હોતો કે નવાબની સત્તાનો આમ ઉઘાડે છોગ ગર્વિષ્ટ બેદરકારીથી અનાદર કરી શક્યો પણ ન્હોતો. આ બનાવે આખા શહેરને ગભરાવી નાંખ્યું; દરેક મનુષ્ય જાગૃત રહેવા લાગ્યો; રાત્રિના નગરરક્ષકોની સંખ્યા બમણી કરવામાં આવી; તથા સિપાઇઓ શહેરમાં અને ત્હેની આસપાસ રાત્ દહાડો તપાસ કરવા લાગ્યા; પરન્તુ કોઇ પણ માણસ અબદુલ વિષે ન્હાનામાં ન્હાની નિશાની જોઇ, અથવા સાંભળી અથવા મેળવી શક્યું નહિ.

મુલ્લાંઓ—ફકીરો—બ્રાહ્મણો—અને બાવા, વેરાગીઓ, દરેક મનુષ્ય પોત પોતાના ધર્મસ્થાનમાં પરમેશ્વરને આ મગરૂર ગુન્હેગારનો નાશ કરવા નિરંતર પાર્થના કરવા લાગ્યો, યુવાન સુન્દરીઓ અબદુલનું નામ સાંભળીનેજ મૂર્ચ્છા ખાવાને તૈયાર થઇ જતી, કારણ ગુલબદનના જેવી કૃપા તે પોતાના ઉપર કયી વખત કરશે એ કોઇ પણ માણસ કહી શકે તેમ ન્હોતું. વૃદ્ધ સ્ત્રીઓ તો ખાત્રીથી એકમતે એમજ જણાવવા લાગી કે 'અબદુલે પોતાનો આત્મા સેતાનને વેચ્યો છે અને ત્હેનીજ મદદથી તે ધર્મશીલ ખંભાતીઓના ધૈર્યની મસ્કરી કરવાને તથા ત્હેમના ખરા ગુસ્સાથી પણ કાંઇ જ થઇ શકવાનું નથી એમ બતાવી ત્હેમની સત્તાનો તિરસ્કાર કરવાને શક્તિવાન્ થતો હતો.' મુલ્લાં સાહિબખાન અને ત્હેમનું મિત્રમંડલ પોતાના આ નવા સહાયકને માટે ઘણોજ ગર્વ ધરતા અને હવે પોતાનાં ધારેલાં સઘળાં કામ પાર પડશે એમ ખાત્રીથી ધારતા. માણેકચંદનું કુટુંબ ત્હેનું ખૂન કરનાર આ અબદુલ—રાક્ષસને નિત્ય હજારો શાપ દેતું અને માગતું કે 'હે પ્રભુ ! અમારાં આંસુ એકઠાં થઇને ગંધકનો સમુદ્ર થઇ જાઓ અને ત્હેમાં તે દુષ્ટને ડુબાવી દો !' અને નવાબ તથા ત્હેના બે મિત્રોની ગમગીની પણ માણેકચંદના કૌટુમ્બિકો કરતાં લેશ માત્ર પણ ઓછી ન્હોતી. આદુરાત્માનું ઠેકાણુ શોધી કૂહાડી—ત્હેને પકડી ત્હેના આ ભયંકર ગુન્હાનો દશગણો બદલો જ્યાં સુધી ન અપાય ત્યાં સુધી જરા પણ આરામ લેવો નહિ એવા તેઓએ સોગન લીધા હતા.

" પરન્તુ, ગમે તેમ છે તોપણ રાજમહેલના એક પોતાના ખાનગી સુન્દર ઓરડામાં એક સાંજે ફરતે ફરતે નવાબ બોલી ઉઠ્યો. ગમે તેમ છે તોપણ એટલું તો કબુલ કરવું જ પડશે કે આ અબદુલ ખરેખરો

વિચિત્ર મનુષ્ય છે. જે માણસ ત્હેના જેટલું કરી શકે ત્હેનામાં એવી બુદ્ધિ અને એવી શક્તિ હોવાં જોઇએ કે, જો કોઇ લશ્કરના સરદારતરીકે કામ કરવાનું ત્હેને સોંપવામાં આવે તો તે અડધી દુનિયાં જીતી લેતાં કાંઇ પણ વાર લાગવા દે નહિ. જો એકાદ વખત હું એને નજરો નજર જોઇ શકું તો— !"

"જો ત્યારે !" અબદુલ ગર્જના કરી ઉઠ્યો, અને નવાબનો વાંસો થાબડ્યો. બહાદુરશાહ એકદમ ચમકી ઉઠ્યો. એક રાક્ષસીકદની આકૃતિ કાળો જબ્બો ઓઢી ત્હેની સામે ઉભેલી હતી અને ત્હેના મ્હોંનો ચ્હેરો એટલો તો ભયંકર અને કમકમાટી ઉપજે એવો હતો કે આખી દુનિયાંમાંથી એની જોડ મળવી મુશ્કેલ હતી.

"તું કોણ છે ?" નવાબે ગભરાતાં ગભરાતાં પૂછ્યું.

"તું મ્હને જુવે છે અને હજી પણ શક રાખે છે ? જો ત્યારે હું, ત્હારા ખૂન કરાવેલા માણેકચંદનો ખાસ દિલોજાન દોસ્ત, અને રાજ્યનો ખેરખાં–નિમક હલાલ ગુલામ અબદુલ છું."

શૂરવીર બહાદુરશાહ, જે કોઇ દિવસ ખુશ્કી કે તરીની લડાઇઓમાં જરા ધડક્યો સરખોયે ન્હોતો, અને જેનો વજ્ર નિશ્ચય ખસેડવાને જરલી કોઈપણ ભીતિ સમર્થ ન્હોતી, તે–બહાદુર બહાદુરશાહ પણ થોડાક વખત સુધી જાણે ત્હેની અક્કલ ગુમ થઇ ગઇ હોયની એમજ દિઙ્મૂઢ થઇ ગયેલો દેખાયો. ખંભાતના મ્હોટામાં મ્હોટા માણસના તેજથી જરા પણ દબાઇ ન જતાં ત્હેની સામે શાન્ત ગર્વથી ઉભા રહેલા હિમતવાન ખૂનીની સામે કાંઇ પણ બોલ્યા ચાલ્યા શિવાય અનિમેષ દૃષ્ટિથી બહાદુરશાહ જોઇજ રહ્યો.

અબદુલે ત્હેની તરફ, પોતાના હાથ નીચેના માણસની સલામ સ્વીકારતો હોય તેમ, જરા ડોકું હલાવ્યું, અને મહેરબાનીની રાહે જરા અર્દ્ધમિત્રતા સૂચવતી રીતે મ્હોં મલકાવ્યું.

"અબદુલ !" નવાબે આખરે પોતાના સામર્થ્યથી ભય તથા આશ્ચર્યને દાબી નાંખતાં કહ્યું, તું એક ભયંકર—ધિક્કારવાયોગ્ય માણસ છે,"

"ભયંકર ?" તે ખૂનીએ પૂછ્યું; "તું મ્હને ભયંકર ધારે છે ? બહુ સારૂં, એથી તો મ્હને ખરેખરી ખુશી ઉત્પન્ન થાય છે. ધિક્કારવાયોગ્ય એવો હોઉંયે ખરો ને ન પણ હોઉં, પણ મ્હારે એટલું તો કબુલ કરવું

પડશે કે મ્હારા બ્હારના દેખાવ ઉપરથી મ્હારા વિષે બોલે તે તો મ્હને વખતે એવો પણ ધારે; તોપણ બહાદુરશાહ ! એક વાતતો નક્કીજ છે આપણે બને ખંભાતમાં બે મ્હોટામાં મ્હોટાં માણસો છીએ; તું આ છેડે તો હું પેલે છેડે ?"

નવાબથી આ શબ્દો સાંભળીને મ્હોં મલકાવ્યા વિના રૂહેવાયું નહિ.

"ના. ના." અબ્દુલે કહ્યું,—"હું કહું છું તે ખરૂંજ છે; પછી અવિશ્વાસથી મ્હોં મલકાવ્યા કરવું હોય તો ભલે ! હું ગમે તો ખૂની છું તોપણ નવાબનો બરોબરીયોજ છું; અને ખરેખર જે માણસ મ્હારી સત્તામાં છે અને જેને હું મ્હારાથી શક્તિમાં હલકો ગણું છું ત્હેની સાથે મ્હારી સરખામણી કરવામાં હું કાંઇ અયોગ્યરીતે વર્તું છું એમતો નહીંજ ગણાય.'

નવાબે જાણે ત્યાંથી તે જતો હોયની એમ પગલું ભર્યું.

"ઓહો ! એટલી બધી કાંઈ ઉતાવળ નથી," નવાબનો રસ્તો રોકીને અબદુલે જરા તિરસ્કારથી કહ્યું; "આ ઓરડા જેટલી ન્હાની જગોમાં આપણા જેવા બે મ્હોટા માણસો ઝટ એકઠા થતા નથી. માટે સાહેબ જરા ઉભાતો રૂહો; આપણે જરા વાતચીત કરીએ."

"સાંભળ, અબદુલ !" નવાબે પોતાની જેટલી શક્તિ હતી તેટલી વાપરી—જીવ ઠેકાણે આણી કહ્યું, "ત્હારામાં કુદરતેજ ઘણી હુંશિયારી અને અક્કલ મૂકેલી છે; તો ત્હેમનો તું આમ ગેરઉપયોગ શું કરવા સારૂ કરે છે ? જો તું આ ત્હારો ખૂની ધંધો છોડી દઇ, રાજ્યમાં એક સારી નોકરી હું જે ત્હને આપું તે લે અને માણેકચંદનું ખૂન કરવા ત્હને જેણે ઉશ્કેર્યો ત્હેનું નામ દે, તો હું કુરાનના કસમ ખાઇને તથા પવિત્રમાં પવિત્ર વચન આપીને કહું છું કે, હું ત્હને ભૂતકાળનાં ત્હારા સઘળાં કૃત્યોને માટે માફી તથા ભવિષ્યને માટે સંરક્ષણ આપવાને તૈયાર છું. આમ કરવું ત્હને પસંદ ન પડેતો. ખંભાતના રાજ્યમાંથી ચાલ્યોજા અને હું ત્હને સોગન લઇને કહું છું કે—" "ઓહો !" અબદુલ વચમાંજ બોલી ઉઠયો, "માફી અને રક્ષણ, તું કહે છે ? એવી નજીવી અને નકામી વસ્તુઓની દરકાર રાખ્યે પણ મ્હને ઘણોયે વખત થઈ ગયો. અબદુલ પારકી મદદશિવાય પણ પોતાની જાતનું રક્ષણ કરવાને સમર્થ છે, અને માફી !—મ્હારા જેવાં પાપોને માટે મનુષ્યો માફી આપી શકે તેમ નથી. જે દિવસ બધાં માણસોને પોતાનાં કુકર્મોની નોંધ ખુદાને ઘેર આપવી પડશે ત્યારે હું પણ

આપીશ; પરન્તુ ત્યાં સુધીતો નહિંજ. માણેકચંદનું ખૂન કોણે કરાવ્યું, એ-તું જાણવા માગે છે? ઠીક; ત્યારે તે તો હું જણાવીશ પણ આજ નહીં. મ્હારે ખંભાતનું રાજ્ય છોડી જતા રહેવુ; પણ શા માટે? ત્હારી બ્હીકથી! આહા! ખંભાતની બ્હીકથી? ઓહો! ખંભાત અબદુલથી બીહે છે; અબદુલ ખંભાતથીતો નહીંજ. તું કહે છે કે હું મ્હારો ધંધો છોડી દઉં? ઠીક ત્યારે જો, બહાદુરશાહ! એકજ શરત છે જેથી કદાચ—"

"બોલ, ત્યારે કહી નાંખ", નવાબ આતુરતાથી બોલી ઉઠયો, "બોલ, દસ હજાર મ્હોરો લઇને રાજ્યમાંથી જઇશ?"

"અબદુલને એવી છુછલ્લી લાંચ આપવા માટે તું માગી માગે તો હું મ્હારી પાસેથી ત્હને વીસ હજાર મ્હોરો આપવાને તૈયાર છું! ના બહાદુરશાહ! ફક્ત એકજ બદલો તું મ્હને આપી શકે તેમ છે; મ્હને ત્હારી ભત્રીજી લગ્નમાં આપ. હું દિવાન ઈસ્લામશાહની પુત્રી ખુબસુરત ગુલબદનને ચ્હાઉં છું."

"હરામખોર—આવી બેઅદબી!"

"ઓહો એટલામાં ગુસ્સે થઇ ગયા? હવેથી થવાના મ્હારા ભલા કાકા સાહેબ! જરા શાન્ત થાઓ. બોલો મ્હારી શરત કબુલ છે?"

"જો તું ખંભાતમાંથી જતો હોય તો ગમે તે રકમનું નામ દે, અને તે ત્હને તરતજ ગણી આપવામાં આવશે. રાજ્યને લાખ મ્હોરોનું ખરચ થાય તોપણ ત્હારા ઝેરી પગલાં ત્હેમાંથી દૂર થાય તો, તે ખરચ વળી ગયું જણાશે."

"હેં! ખરેખર?—લાખ મ્હોરો કાંઇ બહુ મોટી વાતની નથી; જો, બહાદુરશાહ! મ્હેં લાખ મ્હોરો લઈને તો ત્હારા બંને ખાસ મિત્રો ખ્વાઝાખાન અને દયાલસિંહનાં ખૂન કરવાનું માથે લીધું છે. બોલ ગુલબદનને મ્હારી સાથે નિકા પઢાવવાનું કબુલ કરે છે? એમ કરતો હોયતો આ કરેલો કરાર તોડી નાંખુ."

"બદમાસ!—ઓ ખુદા! આશમાનમાં વીજળીઓની ખોટ પડી ગઈ છે?"

"હેં! તું ના કહે છે? ઠીક—ત્યારે જોઇ લે! કાલ સ્હવારે તો ક્યારનાએ ખ્વાઝાખાન અને દયાલસિંહ બંને માછલાંની ક્ષુધા તૃપ્ત કરતા હસે. જોજે, હવે!"

આટલું બોલીને હેણે ડગલા નીચેથી એક પીસ્તોલ કહાડી અને નવાબના મ્હોં સામી ફોડી. ધૂણી અને દારૂના ભૂકાથી આંખો પુરાઇ જવાથી તથા આ અચાનકના ધડાકાથી ગભરાઇ જવાથી, બહાદુરશાહ પાસેની ગાદી ઉપર આંખો ચોળતો પડયો. આમને આમ થોડોક વખત થઇ ગયો; પછી તે ધીમે ધીમે આશ્ચર્યમાંથી જાગૃત થયો. તે પોતાની ગાદી ઉપરથી એકદમ બેઠો થયો અને અબદુલને પકડવાને ચોકીદારોને તથા સીપાઇઓને બોલાવ્યા; પરન્તુ તે તો કયારનોએ અદ્રશ્ય થઇજ ગયેલો હતો.

તેજ સ્હાંજે રૂકનુદીન અને હેના સહચરો મુલ્લાં સાહિબખાનના મહેલમાં બેઠેલા હતા. પાસે જાતજાતનાં સોનારૂપાનાં સુંદર વાસણોમાં નાનાપ્રકારની મીઠાઇઓ તથા મેવા પડેલાં હતાં અને પ્યાલાઓમાં શરબતો તથા દ્રાક્ષરસ ચળકતા હતા; તથા અહિં તેઓ રાજ્યબંધારણના વિનાશની વાતો કર્યાં કરતા હતા. મુલ્લાં કહેતો હતો કે થોડા વખતથી નવાબની સાથે હેણે સંબંધ ઘણોજ સારો વધારી દીધો હતો અને પોતાના ( આ ખટપટ ઉભી કરનાર અમીરો ) રાજ્યમાં સારા સારા અધિકાર ઉપર નીમવાને યોગ્ય હતા. રહીમખાને ગર્વથી કહ્યું કે ‘ ખાસ દિવાનની જગો તો હવે મ્હને જ મળવાની; રૂકનુદીન પોતાને માટે લગનમાં ગુલબદન અને ખ્વાઝાખાન અથવા દયાલસિંહ એ બેમાંથી એકની જગો પોતાને મળશે એમ આશા રાખતો હતો. એમ દરેક જણ પોતપોતાની ઉમેદો બર લાવવાના ઉપાયો તથા રસ્તાની વાતો કર્યાં કરતા હતા એવામાં બારણાં જોરથી ઉઘાડી નાંખવામાં આવ્યાં અને અબદુલ અંદર દાખલ થયો.

“ દારૂ લાવો ! ” તે બોલ્યો; “ કામ થઈ ચૂકયું. ખ્વાઝાખાન અને દયાલસિંહ કીડાનો ખોરાક થઇ પડયા છે અને મ્હેં નવાબને પોતાનેજ એવા તો ગભરાટમાં નાંખ્યો છે કે એ ઝટ હેમાંથી પણ જાગૃત થઈ શકવાનો નથી. બોલો હવે; લોહીના તરસ્યા રાક્ષસો ! મ્હારા કામથી સંતોષ પામ્યા છો કે નહિ ? ”

“ હવે, ત્યારે ફાઝિલ ! ” રૂકનુદીન બોલી ઉઠયો.

“ ફાઝિલ ! ” અબદુલ બબડયો, “ ફાઝિલ ! એ કામતો એવું સ્હેલું નથી જ. ”

# વિભાગ ત્રીજો. અબ્દુલ અને ગુલબદન.

## પ્રકરણ ૧ લું.

### આશક માશુક.

આખા ખંભાતની પ્રણયમૂર્તિ ગુલબદન મંદવાડની પથારીપર પડેલી હતી; જેનું કારણ કોઇથી પણ ન સમજી શકાય એવો શોકોર્મિ ત્હેની તન્દુરસ્તીને દહતો હતો તથા ત્હેના સૌંદર્યકુસુમને કરમાવતો હતો. તે અમીર ફાઝિલખાનને ચ્હાતી હતી; અને ફાઝિલખાનને જુવે અને હૃદયમાં પ્રેમની લાગણી ન થાય-ત્હેને ચ્હાય નહિ એવું કોણ હતું ? ત્હેની ભવ્ય આકૃતિ, મનોહર ચ્હેરો, સોત્સાહ અક્ષિયુગ્મ, અને ત્હેનું આખું શરીર જોતાં હૃદયમાં એમજ થઈ આવતું કે નક્કી ફાઝિલખાન કુદરતનો ખાસ પ્રિયજન છે; અને —ગુલબદન હમ્મેશાં કુદરતની ખરેખરી પૂજક—અભ્યાસક હતી.

પણ જો ગુલબદન માંદી હતી તો, ફાઝિલખાન સાજોતો ન્હોતોજ. તે પોતાના ઓરડામાં બેશી રૂહેતો; તે લોકોમાં અથવા અમીર ઉમરાવોમાં જાતો નહિ, અને પોતાની હૃદય દૃષ્ટિએ હમ્મેશાં તર્યાંજ કરતી વસ્તુથી દૂર જવાને-ત્હેને ભૂલી જવાને રાજ્યનાં દૂરનાં શહેરો તથા બંદરો જોવાને ઘણો ખરો વખત પ્રવાસમાં ગાળતો. હાલ તે ત્રણેક મહિનાથી મુસાફરીએ ગયેલો હતો, અને ક્યાં ભટકે છે તે પણ કોઇ જાણતું ન્હોતું; એવામાં સુરત વાળો સરદાર ખીજરખાન ગુલબદનની સાથે લગ્ન કરવા ખંભાત આવી પ્હોચ્યો.

ત્હેનું આગમન, જેની એક મહિના પ્હેલાં ઘણીજ આતુરતાથી રાહ જોવાતી હતી, તેથી હાલ બહાદુરશાહને ફક્ત કાંઇક જ સંતોષ થયો. ગુલબદન ઘણી માંદી હતી તેથી લગન સંબંધી કાંઇ પણ વાત થઈ શકે તેમ ન્હોતું; અને ત્હેણે ત્હેને સાજી થવાને વધારે વખત પણ આપ્યો નહિ: કારણકે ખંભાતમાં આવ્યાને છ દિવસતો હજી થયા ન્હોતા એટલામાં તે અમીરનું ખંભાતની એક દૂરની પુષ્પવાટિકામાં ખૂન થયેલું જોવામાં આવ્યું. ત્હેની સમશેર ત્હેની પાસે ઉઘાડી અને લોહીથી રંગાયલી પડેલી હતી અને ત્હેની છાતીએ એક કાગળ બાંધેલો જોવામાં આવ્યો. તે

ઉઘાડીને વાંચતાં, લોહીથી લખાયલી હોય એમ દેખાતી નીચેની લીટીઓ માલમ પડી:—

" ખીજરખાનની દોસ્તી કરવા જવું હોય, ત્હેના શિવાય બીજા કોઇ પણ મનુષ્યે ગુલબદન સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખવી નહિ—

—ખૂની અબદુલ. "

" ઓ ખુદા ! હવે હું દિલાસા તથા—આશ્રયને માટે ક્યાં ન્હાસી જાઉં ? "—

નવાબ આ ભયંકર ખબર સાંભળી નિરાશામાં બોલી ઉઠયો, " અરે ! ફાઝલખાન ક્યાં છે?—અને એ શા માટે અહિં નથી. "

આવા ભયંકર દુઃખ—તોફાનની સામે ટક્કર લેવાના સહાયકતરીકે કામમાં આવી શકે એવા આ યુવાનની તે ઘણીજ આતુરતાથી વાટ જોવા લાગ્યો; અને થોડા વખતમાં ત્હેની આશા ફલપ્રદ થઇ. ફાઝિલખાન ખંભાતમાં પાછો આવ્યો.

" મ્હારા યુવાન મિત્ર !" નવાબે ફાઝિલખાનને દિવાનખાનામાં પ્રવેશ કરી પોતાની પાસે આવતો જોતાંજ કહ્યું, હવે ત્હમારે મ્હારી પાસેથી વધારે વાર દૂર ખસવું નહિ. હું હાલ એક મિત્રોથી વિખુટો પડેલો વૃદ્ધ પુરુષ છું. ત્હમે સાંભળ્યું તો હશે કે, ખ્વાઝાખાન—દયાલસિંહ—"

" હા. સાહેબ ! મ્હેં સઘળું સાંભળ્યું, " ત્હેણે ચિન્તાશીલ મુખાકૃતિથી ઉત્તર દીધો.

" સેતાન નર્કમાંથી ન્હાસી છુટયો છે અને હાલ અબદુલ એ નામ નીચે ખંભાતમાં વસી, મ્હારી વ્હાલામાં વ્હાલી વસ્તુઓ મ્હારી પાસેથી ખૂંચવી લે છે- ફાઝિલખાન ! ખુદાને ખાતર, સાવચેત રૂહેજો; ત્હમારી ગેરહાજરીમાં મ્હને ઘણીવાર એમ પણ લાગ્યું છે કે, ત્હમને પણ તે દુષ્ટનું ખંજર મ્હારી પાસેથી ખૂંચાવી તો નહિ લે ? મ્હારે ત્હમને ઘણું કહેવાનું છે, પરન્તુ મ્હારા યુવાન અમીર ! અત્યારે આપણાથી મળી શકાય તેમ નથી, માટે ત્હમારી સાથે હું સ્હાંજે મળીશ. માંડુના રાજ્યનો એલચી અત્યારે મ્હને મળવા આવવાનો છે, તેથી મ્હારે અત્યારે તો જવુંજ પડશે પણ સ્હાંજે—"

ફિક્કા થઇ ગયેલા ચ્હેરાવાળી ગુલબદનને ધીમે ધીમે—ધ્રૂજતે પગલે અંદર આવતી જોઈ તે બોલતો અટકયો. ગુલબદને ફાઝિલખાનને જોયો કે તરત ત્હેના ચ્હેરાઉપર મૃદુ વ્રીડાવિકાર તરી આવેલો જણાયો. ફા-

ફિઝલખાન એકદમ ઉભો થયો અને સાધારણ ઓળખીતાની પેઠે હેની ખુશ બખ્તી મ્હાઈ, તથા જવાની નવાબપાસે રજા માગી.

"હજી તમે જશો નહિ," નવાબે કહ્યું, "કારણ કદાચ અર્ધોએક કલાકમાં હું પાછો આવી પણ શકું; ત્યાં સુધી તમે અહિં બેશી ગુલબદનને જરા ગમ્મત કરાવો. તમને ખબર પણ નહિ હોય કે તમારા ગયા પછી એ કેટલી બધી માંદી થઇ ગઇ હતી; મ્હનેતો હજી પણ એની તબિયત માટે ધાસ્તી છે. તે કાલસુધી તો પથારી વશજ હતી અને આજ ઉઠી તો છે, પરન્તુ વળી પાછો ઉથલો ન ખાય એ મ્હને મ્હોટી ફિકર છે.

તે ભલો નવાબ ત્યાંથી ગયો અને આશક માશુક—આ શુદ્ધ પ્રેમીનું યુગલ એકલું પડયું. ગુલબદન બારીએ હવા ખાવા ઉભી રહી; ફીઝિલખાન પણ હેની કાંઇક પાસે જઇ ઉભો રહ્યો.

"બાનુ સાહેબ!" હેણે પુછયું, "તમે હજી પણ મ્હારી સાથે ગુસ્સે છો!"

"હું ગુસ્સે ?—ના ના. તમારી સાથે ગુસ્સે જ થઇ નથી." ગુલબદને અચકાતાં અચકાતાં જવાબ દીધો અને હેને બાગમાંની તે દિવસની બીના એકદમ સાંભરી આવી તેથી શરમાઈ ગઇ.

"અને તમે મ્હારો તે દિવસનો ગુનો તદ્દન માફ કર્યો છે?"

"તમારો ગુનો?" ગુલબદન કાંઇક સ્મિતમય મુખથી બોલી, "હા. જો તે ગુનો હોય તો તે મ્હેં માફ કર્યો છે. મૃત્યુ પામવાની તૈયારીમાં હોય એવાં માણસોએ પોતાને ઇશ્વર માફ કરે એટલા માટે પણ બીજાઓના ગુના માફ કરવા જોઇએ. અને મ્હને ખાત્રી છે કે હવે બહુ દિવસ હું આ દુનિયાંમાં રહી શકનાર નથી."

"બેગમ સાહેબ!"

"હા. હા. એતો નક્કી જ છે. એ તો ખરૂં છે કે હું આજ મંદવાડની પથારીમાંથી ઉઠી છું, પરન્તુ તે કાલે હેમાં પાછી—હેમાંથી કદી પણ ફરી ઉઠી ન શકાય એવી રીતે પડવાને માટે જ છે, એની પણ મ્હને તો ખાત્રી જ છે. અને તેથી—તેથી જ આપણે છેલ્લી વખત મળ્યાં હતાં ત્યાં તમને દિલગીરી ઉત્પન્ન થાય એવી રીતે તમારી સાથે વર્તવાને માટે હું તમારી પાસે માફ માગી લઉં છું."

ફીઝિલખાને જવાબ દીધો નહિ.

"ત્હમે મ્હને નહિ માફ કરો ?—ત્યારેતો ત્હમારો સ્વભાવ ખરેખરો ગુસ્સાવાળો હોવા જોઇએ અને ત્હમને ખુશી કરવા પણ મુશ્કેલજ થઇ પડતું હશે !"

ફાઝિલખાને પ્રત્યુત્તર ન જ વાળયો.

"ત્હમે મ્હને નહિજ માફ કરો ? બધું ભૂલી નહિજ જાઓ ?"

'ભૂલી નહિ જાઉં ?—બાનુ ! ના ના. કદી પણ નહિ. ત્હમારો દરેક શબ્દ—દરેક દૃષ્ટિપાત મ્હારા હૃદયમાં એવાંતો ગાઢ ચ્હોટી ગયાં છે કે ત્હેમને તો મૃત્યુનો ક્રૂર હાથજ ઉખેડી શકશે. ત્હમે જે કામમાં હાજર હતાં ત્હેનો એક વિભાગ પણ હું ભૂલી જાઉં ? આપણી બેની વચ્ચે જે હકીકત બની હતી ત્હેનો એક લેશ માત્ર પણ ભાગ મ્હારાથી કદી પણ ભૂલાવાનો નથી—તે ખરેખરો પવિત્રજ છે. હવે, મારી ?"—ત્હેણે ત્હેનો લાંબો કરેલો હાથ પોતાના હાથમાં લઇ નમ્રતાથી ત્હેના ઉપર ચુંબન કર્યું અને કહ્યું; "ઓ પવિત્ર–પ્રિય ગુલબદન ! હું હઝરતમ્હમ્મદના સમ ખાઇને કહુંછું કે, ત્હમે મ્હારું ઘણુંજ નુકશાન કર્યું હોતતો બહુજ સારું થાત—કારણ, તો મ્હને ત્હમને માફ કરવાનું મળી આવત; ખરેખર ! હાલતો મ્હારે કાંઇજ માફ કરવાનું નથી."

તેઓ બંને ચૂપ થયાં; અન્તે ગુલબદને વાત ફરીથી ચાલુ કરી. ત્હેણે પુછયું, "ત્હમે ખંભાતથી બ્હાર ઘણો વખત ફરી આવ્યા; બહુ આઘે ગયા હતા ?"

"હા."

"અને મુસાફરીમાં બહુજ ગમ્મત મળી હશે."

"હા. ઘણીજ; કારણ હું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં મ્હેં ગુલબદન બાનુનાં વખાણુજ સાંભળ્યાં છે."

"અમીર ફાઝિલખાન," ત્હેણે ત્હેને દૃઢતાવાળા શબ્દો પરન્તુ નમ્ર ચ્હેરાથી વધારે બોલતો અટકાવ્યો, "મ્હને ફરીથી ખોટું લગાડશો ?"

એમ કરવું થોડા વખતમાં મ્હારી સત્તાની બ્હારજ જશે. હવે મ્હારો શું કરવાનો ઇરાદો છે તે કદાચ ત્હમે ધારી શકશો."

"પાછા પ્રવાસે જવાનો ?"

હા, એજ. પરન્તુ હવે હું ખંભાત છોડીશ તે તો હમ્મેશને માટેજ. કારણ હું હવે ફરીથી અહિં આવવાનો વિચાર રાખતો નથી"

"હેં ! ફરીથી આવવાના નથી ?" તે આધરાઇથી બોલી ઉઠી; "અરે ! ના, ના, એમતો નહિ હોય તમે મ્હને મૂકીને જશો ?"—તે પોતાના મ્હોંમાંથી નીકળી ગયેલા શબ્દોથી શરમાઇ બોલી, "મ્હારા કાકા સાહેબને મૂકીને જશો ? એમજ હું કહેવા માગતી હતી. મ્હારી ખાત્રી છે કે તમે ફકત મશ્કરીજ કરોછો."

"મ્હારા જીવના સમ, બેગમ સાહેબ ! હું ખરેખરૂંજ કહું છું." અને તમે કયાં જવા ઇરાદો રાખો છો ?"

"અરબસ્તાનના કિનારા તરફ; ત્યાં હજ્જ કરનારાં વહાણોનું રક્ષણ કરનારા ઈસ્લામી મંડલમાં હું ભળીશ અને ચાંચીયા વગેરે લૂંટારૂ ધાડ પાડુઓની સામે હું લડીશ. કદાચ પેગંબર સાહેબની મહેરબાનીથી એકાદ વહાણનો ઉપરી પણ હું થઇશ, ત્યારે હું તે વહાણનું નામ ગુલબદન રાખીશ. મ્હારા સૈનિકો તથા ખારવાઓ લડવા જતી વખત પણ 'ગુલબદન' એજ યુદ્ધગીત ગાશે, મ્હારા વાવટા ઉપર પણ અર્ધચન્દ્રની સાથે ગુલબદન વિરાજશે અને મ્હારી ખાત્રી છે કે તેથી હું હમ્મેશાં દિગ્વિજયી તથા અજીતજ રહીશ."

"અરે ! આતો ખુલ્લી મશ્કરી છે, અમીર ! તમે મ્હારી લાગણીઓનો આમ તિરસ્કાર કરો એવું મ્હે કાંઇ કર્યું હોય એમ મ્હનેતો સાંભરતું નથી.

"તમારી લાગણીઓનું રક્ષણ કરવાને તો હું ખંભાત છોડી દેવાને તત્પર થયો છું; બેગમ સાહેબ ! હું અહિં રહેવાથી કોઇ પણ વખત તમને દિલગીરી થવાનો સંભવ છે. જે સુખી મનુષ્યની દૃષ્ટિ તમને આનન્દ આપવાની તે હું નથી; પરન્તુ હું મ્હારાથી જેટલું બની શકે તેટલું કરવાને તૈયાર છું—હું તમને દુ:ખથી દૂર રાખવાને પ્રયત્ન કરીશ."

"અને જેની ચાહના તમારા ઉપર આટલી બધી પ્રીતિમય છે અને જેની મિત્રતા તમારા વિષે આટલી બધી પ્રેમપૂર્ણ છે, તે નવાબને આવા ત્હેના જરૂરના વખતે તમે છોડી દઇ જતા રહેવાનો નિશ્ચય કર્યોજ છે?"

"હું ત્હેમની મિત્રતાને માટે ઘણોજ આભારી છું, પરન્તુ તે મ્હને સુખ આપવાને બસ નથી, તે મ્હારા પગ આગળ મ્હોટાં રાજ્યોનાં રાજ્યો મૂકે તોપણ ત્હેમની મિત્રતા અને તે રાજ્યો મ્હને સુખ આપી શકે તેમ નથી. વળી હું ત્હેમના મદદમાં જરૂરની વખતે નથી રૂહેતો એ દોષ આવશે,

તોપણુ તે હું સહન કરીશ, પરન્તુ મ્હારાથી અહિં ચિત્ત વ્યગ્રતામાં રહી શકાય તેમ નથી. હું બ્હીકથી ન્હાશી જાઉં છું એમ ન માને એટલી ન-વાબ સાહેબને મ્હારી ખાત્રી તો છેજ ! ”

“ ત્યારે ત્હમારૂં સુખ એટલું બધું મોંઘું છે ?”

“ હા. એનાથી પણુ ઘણુંજ વધારે મોંઘું છે?” મ્હને ફક્ત એકજ, વસ્તુ સુખી કરી શકે તેમ છે; અને તે હું ટણીએ પડીને પણુ માગી ચુક્યો છું ” ત્હેણે ગુલબદનનો હાથ પકડ્યો અને ઘણીજ આતુરતાથી ઓઠે દાબ્યો. “ ગુલબદન ! મ્હેં તે માગી છે અને મ્હારી વિનંતીનો અસ્વીકાર થયેલો છે. ”

“ ત્હમે એક વિચિત્ર પ્રકારના ઉત્સાહી છો, ” તે ઘણીજ મુશ્કેલા ઇથી બોલી; અને પોતે શું બોલી તે પણુ ભાગ્યેજ જાણ્યું હશે. ફાઝિલખા-ન ધીમે ધીમે ધીમે ત્હેની પાસે આવ્યો અને નમ્ર વિનંતી કરતો હોય એવી રીતે તે બોલ્યો “ ગુલબદન ? ”

“હું શું કરૂં એમ ત્હમે ઇચ્છોછો ?”

“મ્હારું જીવનસુખ ત્હમારાજ હાથમાં છે.”

તે ફાઝિલખાનના સામું ક્ષણેક પર્યન્ત અદ્દઢતાથી જોઇ રહી, અને પછી ઉતાવળથી હાથ ખેંચીલઇ, બોલી ઉઠી, “હમણાં ત્હમે અહિંથી જા-ઓ; હું હુકમ કરૂંછું કે ત્હમે જાઓ ! ખુદાને ખાતર મ્હારી પાસેથી જાઓ !”

ફાઝિલખાને નિરાશામય અને દુઃખદ ચ્હેરાથી પોતાના હાથ જોડ્યા; અને ત્હેણે નમ્રતાપૂર્વક પોતાનું માથું નમાવ્યું. તે ધીમે ધીમે પગલે વિ-ચારમય હોય એમ ચિન્તાતુર મુખાકૃતિથી બારણા આગળ જઇ પ્હોચ્યો અ-ને ઉમ્મર ઓળંગતે ઓળંગતે ત્હેને ખુશબખ્તી ચ્હાવાને તથા છેલ્લી ર-જા લેવાને મ્હોં ફેરવ્યું. એવામાં એકાએક તે ત્હેના તરફ દોડી ગઇ, ત્હે-નો હાથ પકડ્યો અને તે છાતી સરસો દાબ્યો. “ફાઝિલ !” તે બોલી, “હું ત્હારીજછું !” અને તે બેભાનથઇ બોલ્યાચાલ્યાવિના ત્હેના પગ આ-ગળ પડી.

---

# પ્રકરણ ૨ જું.

## એક ભયંકર વચન.

હવે ભાગ્યશાળી ફાઝિલખાનના જેટલો કોણ સુખી હતું?—હવે ફતેહતો ત્હેની પોતાનીજ હતી, અને જીવનસાફલ્યના લાંબાકાળથી આશા રખાયલા શબ્દો ગુલબદનના હોઠમાંથી ઝર્યા હતા. ફાઝિલખાને ત્હેને ધીમે રહીને જમીન ઉપરથી ઉચકી લીધી અને પાસેની ગાદી ઉપર સુવાડી ત્હેની પેમાદ્ર આંખો ધીમે ધીમે પાછી ઉઘડી અને ત્હેણે ફાઝિલખાનને ગુલબદનનું માથું પોતાના હાથ તળે રાખી બેઠેલો જોયો જે વીરનરનાં ત્હેને રાત્રિયે હમ્મેશાં સ્વપ્નાં આવ્યા કરતાં હતા, જેની મૂર્તિ દિવસે ત્હેના હૃદયમાંથી દૂર ખસેડી શકાતી ન્હોતી, અને જેને માટે ત્હેણે આટલી બધી વેદનાઓ સહન કરેલી હતી, ત્હેની મનોહર આકૃતિ પોતાની પાસે, પોતાના સ્વામિત્વમાં આવેલી પોતાનીજ—પોતાના જીવનમયજ થયેલી જોઇ, ત્હેણે પોતાનું માથું ફાઝિલખાનના હૃદયઉપર નાંખી દીધું.

એકબીજાની સામે શાન્ત આનન્દમાં જોતાં તેઓ પોતાનું સ્વરૂપ ભૂલી ગયાં. તેઓ જાણે કોઇ દિવ્ય, સુખમય ભૂમિમાંજ જઈ પડયાં હોયની એમ ત્હેમને લાગવા માંડયું. ગુલબદનને તો એમજ લાગ્યું કે જાણે દિવાનખાનું બદલાઇને સ્વર્ગજ ત્યાં બનીગયું હોયની; પાસે આવતી—રમતી—પ્રસ્વેદ હ્હોતી મીઠી અનીલ લહરીઓ જાણે સ્વર્ગદૂતો અને દિવ્ય ગાયકગણો હોયની; બ્હારથી—દૂરથી સંભળાતો જગતનો કલરવ જાણે મધુરાં સ્વર્ગીય પંખિડાંઓના મીઠા ગીતધ્વનિ હોયની; અને હૃદયને ઉપજતા આહ્લાદથી જાણે આખી પૃથ્વીની સર્વ વસ્તુઓ સુખમયતાનાં ભિન્નભિન્ન પરન્તુ રુચિરાં રૂપ હોયની!—આ સર્વ ત્હેને ત્હેની સ્નેહભકિતને માટે અભિવંદન આપતું હોયની એમ જણાવા લાગ્યું; અને ગુલબદન પોતાના નિયંતાનો આવા અલભ્ય સુખની પ્રાપ્તિમાટે અંતરનાં ઊંડાં ઊંડાં સ્થાનોમાંથી પણ આભાર માનવા લાગી. જીવનના આખા ઇતિહાસમાં આવો બનાવ એકાદ વખતજ બનેછે. ત્હેના આગમનની આશા રાખવી અને ત્હેને માટે ઉત્સુકજ રહ્યાં કરવું એ સુખ છે; જ્યારે તે પળ આવી પ્હોંચે છે ત્યારે પોતાનો આત્મા ત્હેવી સ્વર્ગીયતામાં ભાગ લઇ શકે એવો રાખે છે-અને હૃદયસાથે હૃદયનું લગનમાણે છે, તે પણ સુખ જ છે, પરન્તુ તે દિવ્યસુખની પળ આવી ગઇ, પરન્તુ

જતે જતે અનુભવાઈ–ભોગવાઇ, ત્હેનું સ્મરણ માત્ર પણ સુખ નથી એમ કોણ કહી શકશે? ડાહ્યા ફિલસુફો! ત્હમારે કહેવું હોયતો ભલે કહો કે આનાં ક્ષણિક સુખ તર્ક અને સત્યનાં પ્રચંડ રવિકિરણો આગળ ઓગળતી જતી બરફના જેવી, નિર્જીવ કલ્પનાઓનાં જૂઠાં સ્વપ્નાં છે; પરન્તુ તે વૃથા છે. અરે! વિશ્વમાં કોઇપણ પ્રકારનું સુખ એવું તો બતાવો, જે ચિરસ્થાઈ છે અને જેની કલ્પનાને સુવર્ણ રંગ દેવો નથી પડતો?

"ફાઝિલ! તું મ્હને અતિપ્રિય છે," ગુલબદન બોલી ઉઠી; કારણ અત્યારે બદુરા અને ત્હેની ડહાપણભરેલી શિખામણોનું તદ્દન વિસ્મરણજ થયેલું હતું.—

"અરે! તું મ્હને ઘણો ઘણો વ્હાલો છે."

તે યુવાને ત્હેના પદ્મ જેવા નાજુક બદનને છાતી સરસું વધારે વધારે ચાંપી, ત્હેનો આભાર માન્યો; અને પ્હેલીજ વાર પોતાના હોઠ ત્હેના પરવાળાં જેવા મૃદુ હોઠ સાથે ચાંપ્યા. આહ્લાદ જીવનની સ્વર્ગીય પળને અદેખાઇ આવી.

તેજ વખત બારણામાંથી નવાબે ઓરડામાં પ્રવેશ કર્યો. એલચી એકાએક માંદો થઇ જવાથી બહાદુરશાહ છૂટો થયો અને ફાઝિલખાન તથા ગુલબદન પાસે ત્વરાથી પાછો આવ્યો. ત્હેનાં પગલાંના અવાજે આ પ્રેમી દ્વંદ્વને પોતાના સ્વર્ગીય સ્વપ્નમાંથી જાગૃત કર્યું. ગુલબદન ફાઝિલના હાથમાંથી એકદમ ચીસ પાડીને છટકી ગઇ; અને ફાઝિલખાન જાણે કે આવી સ્થિતિમાં નવાબે જોયો ત્હેથી પણ બેદરકાર હોયની, એમ ધીમે ધીમે ઉભો થયો.

બહાદુરશાહ ત્હેમના તરફ કેટલીક મિનિટ સુધી ક્રોધ, દિલગીરી તથા હૃદયગમ નિરાશા ભરેલી મુખાકૃતિથી જોઇ રહ્યો. ત્હેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો, આકાશ તરફ જોયું, અને ધીમે ધીમે જાણે કાંઇ ગાઢ વિચારમાંજ લીન થયેલો હોયની, એમ દિવાનખાનામાંથી ચાલવા માંડ્યું.

"મહાન્ બહાદુરશાહ! જરા મહેરબાની કરીને ઉભા રહો!" તે અમીર બોલી ઉઠ્યો.

નવાબ પાછો ફર્યો, અને ત્હેની આગળ ફાઝિલખાન ઘુંટણીએ પડયો. બહાદુરશાહે ત્હેના તરફ પોતાના વિશ્વાસનો ઘાત કર્યો હોય, અને પોતાની મિત્રતાનો ખરાબ બદલો વાળ્યો હોય એવા ગુન્હેગારની પેઠે આ પગે

પડેલા યુવાન અહમદનગરીની તરફ શાન્ત અને ગંભીર દ્રષ્ટિથી જોઇ રહ્યો.

"પરદેશી યુવાન!" ત્હેણે સખી અવાજે કહ્યું, "માફી માગવાના ત્હમારા સઘળા પ્રયત્નો વૃથાજ છે."

"માફી!" ફાઝિલખાને હિમ્મતથી કહ્યું, "ના મ્હારા મહેરબાન! ખુબસુરત ગુલબદનને ચ્હાવા માટે હું કોઇ પણ પ્રકારની માફી માગવા ઇચ્છતો નથી. એતો જે માણસ ગુલબદન બેગમને જુવે અને ન ચ્હાય ત્હેને માટે એવી માફી માગવાનું કામ તો હું રાખું છું; છતાં પણ ગુલબદનને ચ્હાવું એ ખરેખર જો ગુન્હો હોય, તો તે એવો ગુન્હો છે કે ત્હેમાંથી પરમેશ્વર મ્હને મુક્ત કરશેજ, કારણકે ત્હેણેજ ગુલબદનને ચ્હાવા લાયક બનાવીછે."

"ત્હમે આવી ત્હમારી ઘેલછા–ગાંડાઇ ભરેલી માફીઉપર બહુ ભાર મૂકતા જણાઓ છો," નવાબે તિરસ્કારથી કહ્યું, "ત્હમે એમતો ધારતાજ હશો કે એ પણ હું ધ્યાનમાં લઉં."

ફાઝિલખાને જમીન ઉપર ઉભો થતે થતે કહ્યું, "મ્હારા સરકાર! હું એ ફરીથી કહેવાને પણ આંચકો ખાઇશ નહિ, કે મ્હેં જે કર્યું છે ત્હેને માટે માફીની કાંઇ પણ જરૂર નથી; હું ગુલબદનબેગમ સાથેના મ્હારા પ્રેમને માટે ક્ષમા ચ્હાતોજ નથી, પરન્તુ ઉલટું તેમ કરવાને માટે ત્હમારી રજા માગું છું. બહાદુરશાહ! હું ત્હમારી ભત્રીજીને ચ્હાઉં છું; અને ત્હેની સાથે લગ્ન કરવાની માગણી કરૂં છું."

આવી અણધારેલી હિમ્મતવાળી માગણી સાંભળીને નવાબ ચમક્યો.

"એટલું તો ખરૂંજ છે," તે અહમદનગરી યુવાને બોલવાનું પાછું શરૂ કર્યું, "કે હું અત્યારે એક અજાણ્યો, ગરીબ, અને સમશેરમાંજ દોલત રાખનાર પરદેશી છું; અને તેથી હાલતો ખંભાતના જેવી સલ્તનત-મહારાજ્યના હાકેમની ભત્રીજી અને વારસની સાથે મ્હારી નિકા પઢવાની માગણી હસી કહાડવા જેવીજ લાગશે. પરન્તુ, નવાબ સાહેબ! હું આસમાનના કસમ લઇ કહું છું કે, મ્હારી તો ખાત્રીજ છે કે મહાન્ બહાદુરશાહ પોતાની પુત્રીસમાન ગુલબદનને એવા માણસોને તો આપશે નહિજ, કે જેમની પાસે ફક્ત જાગીરો, ઇલ્કાબો અને ખજાના છે–અગર જેઓ પોતાનામાંથી તો કીર્તિનું એક પણ કિરણ પ્રકાશિત કરવાને અશક્ત હોવાથી પોતાના બાપદાદાનાં માન અકરામ ઉપર થનથનાટ કરી રહ્યા છે. હું ચોખ્ખી રીતે કબુલ કરૂં છું કે ગુલબદન બાનુનો હાથ મ્હને

મળે ત્હેવું કાંઇ પણ કામ મ્હેં કર્યું નથી, પરન્તુ ત્હેવા કોઇ પણ પ્રયત્નમાં હું ફત્તેહમંદ થઇશ અથવા બેહસ્તનશીન થઇશ, એને હવે કાંઇ બહુ તાર લાગે તેમ નથી."

નવાબે ગુસ્સાથી પોતાનું મ્હોં ફેરવી ત્યાંથી જવા માંડ્યું.

"કાકા સાહેબ ! એમના ઉપર ગુસ્સે ના થાઓ," ગુલબદન બોલી; ત્હેણે બહાદુરશાહને પોતાના બંને સ્ફટિક હાથથી રોકવા જતાં ત્હેને ગળે બાઝી પડી અને પોતાની આખમાં ભરાયલો આંસુનો ઉભરો ત્હેની છાતીમાં સંતાડ્યો.

"ત્હમારે ગમે તે માગણીઓ કરવી હોય તે કરો !" ફાઝિલખાને નવાબને કહેવાનું ચાલું રાખ્યું, "ગુલબદનનો હાથ મેળવવાને ત્હમે કહો તે કામ કરવાને હું તૈયાર છુ ત્હમારી મરજીમાં આવે તે મ્હને કહો, પછી તે ગમે તેટલું મુસ્કેલ હશે તોપણ હું કરીશ. જે કામના ઇનામતરીકે ગુલબદન બેગમ છે. તે ગમેતેટલું વિચિત્ર—ગમે તેટલું કઠિન હશે તોપણ તે મ્હારે મનતો રમત જેવુંજ લાગશે. હું ખુદાના સોગન ખાઇને કહું છું કે, અત્યારે ખંભાત કોઇ એવીજ મહા ભયંકર દુઃખદ સ્થિતિમાં હોય અથવા દશ હજાર ખંજરો ત્હમારી જીંદગીની સામે ઉઘાડવામાં આવ્યાં હોય તો તે સર્વને એકી વખતે શાન્ત કરી દેવાને સમર્થ છું; ગુલબદન મ્હારૂં ઇનામ—અને પછી ગમે તે કરોડો દુશ્મનોનાં દળ ખંભાતને ઘેરીને પડયાં હોય તોપણ હું ત્હેમની સામે થઇને પણ ખંભાતને બચાવી શકુંજ, એમ મ્હારીતો ખાત્રી છે."

"મ્હેં રાજ્યની ઘણા વખતથી નિમકહલાલીથી અને પ્રીતિથી નોકરી બજાવી છે," બહાદુરશાહે કડવું મ્હોં કરી જવાબ દીધો, મ્હેં મ્હારી જીંદગી કોઇપણ પ્રકારની આનાકાની કર્યા શિવાય મહા સંગ્રામોમાં ખંભાતને ખાતર ઝુકાવી છે; મ્હેં મ્હારું લોહી બેદરકારીથી વ્હેવરાવ્યુ છે; અને મ્હેં ત્હેના બદલામાં મ્હારી જઇફ ઉમ્મર શાન્તિઆરામમાં ગાળવાની ઇચ્છાશિવાય બીજું કાંઇ માગ્યું જ નથી, પરન્તુ ત્હેમાં પણ હું ઠગાયો છું. મ્હારા દિલોજાન દોસ્તો, મ્હારા યુવાવસ્થાના મિત્રો, મ્હારા જીંદગીના બિરાદરોને લૂંટારાઓનાં ખંજરોએ મ્હારી પાસેથી જુલમથી પડાવી લીધા છે. અને ત્હમે ફાઝિલખાન ! જેના ઉપર મ્હેં આટલી બધી મહેરબાની રાખી, તે ત્હમે પણ હવે આ મ્હારું બાકી રહેલું આરામ લેવાનું

ઠેકાણું હવે લૂંટી લીધું છે. ગુલબદન ! મ્હને જવાબ દે; ત્હારૂં હૃદય ફાઝિલખાનને ત્હેં હવે ન ફરી શકે એવી રીતે અર્પી દીધું છે ?”

ગુલબદનનો એક હાથ ત્હેના કાકાના ખભા ઉપર હજી પડી રહેલો હતો; અને બીજા હાથથી ત્હેણે ફાઝિલખાનનો હાથ પોતાના હાથમાં પકડી રાખેલો હતો. છતાં ફાઝિલખાન અસંતુષ્ટજ રહ્યો નવાબના છેલ્લા સવાલે ત્હેનું હૃદય વીંધી નાંખ્યું, ત્હેનો ચ્હેરો ફિક્કો પડ્યો. અને જો કે ગુલબદને ત્હેનો હાથ દબાવ્યો તેથી ત્હેણે પણ બેગમનો હાથ સામો દબાવ્યો; પરંતુ ત્હેણે સંશયથી પોતાનું માથું જરાજરા હલાવ્યું અને શોકની મૃદુનમ્રતાથી ત્હેના મ્હોં સામે એવી નજરથી જોઇ રહ્યો કે જાણે તે ત્હેના હૃદયના અંતરપટ ઉકેલવાને પ્રયત્નો કરતો હોયની ! બહાદુરશાહે ધીમે રહીને ગુલબદનનો હાથ પોતાના ખભા ઉપરથી ખશેડ્યો, અને પછી શોકમય તથા વિચારશીલ રહેવાથી તે દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગ્યો. ગુલબદન પાસેની એક બેઠક ઉપર પડીને આંસુ ઢાળવા લાગી. અને ફાઝિલખાન નવાબને જાણે ત્હેનો ઠરાવ પોતાનું ભાવિ નક્કી કરવાનો હોયની, એમ આતુરતાંથી એક નજરે ત્હેના સામું જ જોઇ રહ્યો.

આમને આમ કેટલીક મિનિટો ચાલી ગઇ. મહેલમાં કોઇ ભયંકર શાન્તિ પ્રસરી હોય એમ જણાતું હતું; બહાદુરશાહ કોઇ મહાપ્રયાસ કરીને ઘણાજ મ્હોટા—દૃઢ નિશ્ચય ઉપર આવતો હોય એમ જાણાતું હતું. આ પ્રેમી દ્વન્દ્વ આ દેખાવનો અન્ત જોવા ઇચ્છતું, છતાં ડરતું હતું; અને જેમ જેમ મિનિટો જવા લાગી તેમ તેમ ત્હેમની આતુરતા વધતી ગઇ અને હૃદયજ્વલનમાં તેલ રેડાતું ગયું.

“ફાઝિલખાન !” આખરે નવાબ એક જગોએ ઉભો રહીને બોલ્યો; અને ફાઝિલખાન પણ નરમાશનાં પગલાંથી ત્હેની તરફ વળ્યો. “યુવાન અમીર !” ત્હેણે કહ્યું, “મ્હેં હવે નિશ્ચય કર્યો છે; ગુલબદન ત્હમને ચ્હાય છે અને હું પણ ત્હેના મનની ઇચ્છાવિરુદ્ધ ન આવું, એટલો ત્હેને ચ્હાઉં છું; પરન્તુ ગુલબદન એટલી તો કિમતી છે કે પ્હેલીજ માગણીએ મ્હારાથી એકદમ ત્હેને આપી શકાય તેમ નથી. હું જેની સાથે ત્હેને પરણાવું, તે ત્હેની સાથે પરણવાને યોગ્ય હોવો જોઇએ. તે ત્હેની નોકરીના બદલામાંજ મળી શકે; અને એવું કોઇ પણ કામ નથી કે જેના ઇનામતરિકે ગુલબદન

લાયક ન હોય. ત્હમારો રાજ્યઉપરનો હક હજી ઘણોજ નજીવો છે. પરન્તુ હાલ એક મ્હોટી નોકરી બજાવવાની તક ત્હમારા હાથમાં આવી છે. માણેકચંદ, દયાલસિંહ, અને ખ્વાઝાખાનનો ખૂની જાઓ એને અહિં લઇ આવો! જીવતો અથવા મુવેલો આ મહેલમાં લૂટારા અને ખૂનીઓના ભયંકર સરદાર **અબ્દુલને** અહિં પકડી લાવો!"

જે જવાબના ઉપર પોતાની આખી જીંદગીના સુખ અથવા દુઃખનો આધાર હતો, ત્હેનો છેડો આવો આવેલો જોઈ ફાઝિલખાન ચમકી ઉઠ્યો. ત્હેને મ્હોંયેથી રંગ ઉડી ગયો.

"મ્હારા મ્હોટા સરદાર!" તે આખરે અચકાતો અચકાતો બોલ્યો, "ત્હમને સંપૂર્ણરીતે ખબર છે કે—"

"હા. હું સારી રીતે જાણું છું" **બહાદુરશાહ** વચમાં બોલી ઉઠ્યો, "કે **અબ્દુલને** પકડવાનું કામ ત્હમને સોંપું છું તે કેટલું મુસ્કેલ છે. મ્હારે માટે તો મ્હારે એટલું પણ કબુલ કરવું પડશે કે, હું તો કસમ લઇને કહું છું કે, આખા ચાંચીયાઓનાં વહાણોના કાફલા બાળી મુકવા અથવા રૂમશામના * દરિયાઇકાફલામાંથી એકજ વહાણથી રસ્તો કાપી તુર્કી વાવટાવાળું વહાણ હાથ કરવાનો પ્રયત્ન કરવા કરતાં આ સેતાનની સાથે દોરતી કરનાર **અબ્દુલ્લને** પકડવાનો પ્રયાસ મ્હનેતો વધારે અઘરો લાગે છે; એ દરેક ઠેકાણે હોય છે પણ જુવો તો ક્યાંય પણ મળવાનો નહિ, એને ઘણાએ જોયો છે પણ કોઇ ઓળખી શકતું નથી, એની હુંશિયારી અને ચાલાકીએ રાજ્યની છુપી જાસુસ મંડળી તથા નગર રક્ષકોને પણ થકવી નાંખ્યા છે, એનું નામ સાંભળીનેજ બહાદુરમાં બહાદુર ખંભાતીઓ પણ ધ્રુજે છે, અને એના ખંજરના ઝપાટામાંથી હું પણ રાજ્યસન ઉપર છું તોપણ બચી શકું તેમ નથી. ફાઝિલખાન! હું શેની અને કેટલી મ્હોટી માગણી કરૂં છું, તે હું જાણું છું; પણ હું શું ઇનામ આપી શકું તેમ છું તેથી પણ અજાણ્યો નથી. તમે અચકાઓ છો? ચુપ રહ્યા છો? ફાઝિલખાન! મ્હેં ત્હમારી કેટલાક વખતથી ધ્યાનથી પરીક્ષા કરી છે. મ્હેં ત્હમારામાં અલૌકિક બુદ્ધિનાં ચિહ્ન જોયાં છે, અને તેથીજ ત્હમારી પાસે આવી માગણી કરૂં છું. ફાઝિલખાન! જો **અબ્દુલને** કોઇ પણ માણસ જેર કરી શકે તો તે તુંજ છે. હું જવાબની રાહ જોતો ઉભો છું."

---

* કોન્સ્ટાન્ટીનોપલ.

ફાઝિલખાને મુંગામુંગા ઓરડામાં આમ તેમ ફર્યા કર્યું. આ કામ મહા ભયંકર સાહસરૂપજ હતું. જો અબ્દુલને ખબર પડે તો પછી થઇજ રહ્યું; ફાઝિલખાનના બાર વાગીજ ગયા. પણ ગુલબદનરૂપી ઇનામ ! હ્‌ેણે ગુલબદનની સામે એક દૃષ્ટિ નાંખી, પરન્તુ તે તો મ્હોં તકિયામાં સંતાડી ગાદીઉપર પડી હતી. તે નવાબની પાસે ગયો.

બહાદુરશાહ—"બોલો ત્યારે, ફાઝિલખાન !-હ્‌મે શો નિશ્ચય કર્યો?"

ફાઝિલખાન—"હું જો અબ્દુલને જીવતો પકડી હ્‌મારે સ્વાધીન કરૂં તો હ્‌મે કસમ ખાઇ કહ્‌ો છો કે ગુલબદનનું લગન મ્હારી સાથેજ કરશો ?"

બહાદુરશાહ—"હા. નક્કીજ—હ્‌મારીજ સાથે; પરન્તુ તે પ્હેલાં નહિ."

ગુલબદન—"ઓ ફાઝિલખાન ! મ્હને ફિકર રહે છે કે આનું પરિણામ ઘણુંજ ખોટું આવશે. અબ્દુલ એવો લુચ્ચો—એવો ભયંકર છે! હ્‌મે બહુજ સંભાળજો, કારણ જો એકજ વાર હ્‌મે હેની પાસે ગયા તો તું રાક્ષસનું ખંજર જે—"

ફાઝિલખાન ( હેને બોલતાં અટકાવીને )—"અરે ! ગુલબદન ! વધારે ન બોલતાં;—મ્હને ફતેહની આશા તો રાખવા દો. મહાન્ બહાદુરશાહ ! હ્‌મે મ્હને વચન આપો કે અબ્દુલ હ્‌મારા હાથમાં આવ્યો કે પછી ગુલબદનબાનુનું લગન મ્હારી સાથે કરવામાં હ્‌મે કાંઇ પણ બ્હાનાં નહિ કહાડો.

બહાદુરશાહ.—"હા. હું સોગન ખાઇને કહુંછું કે, ખંભાતનો આ મ્હોટામાં મ્હોટો દુષ્મન મ્હારા હાથમાં જીવતો અગર મુવેલો સોંપો અને પછી ગુલબદનનું હ્‌મારી સાથે લગન કરવામાં આકાશ અને પૃથ્વી એક થાયતો પણ હું વાંધો કહાડવાનો નથી. અને હું મારો હાકેમીશબ્દ-મ્હારું નવાબી વચન આપુંછું."

ફાઝિલખાને નવાબનો હાથ મુંગે મ્હોંયે લઇ ત્રણવાર હલાવ્યો. તે ગુલબદન તરફ ફર્યો અને બોલવા જતો હતો એવામાં ગભરાયલા મનથી આમ તેમ ફરવા લાગ્યો. એવામાં સ્હાંજના પાંચ વાગ્યા.

"વખત ઝડપથી ચાલ્યો જાય છે!" તે બોલ્યો; "હવે વધારે વાર કરવાની કાંઇ પણ જરૂર નથી. ચોવીસ કલ્લાકમાં આજ મહેલમાં આ ભયંકર ખૂની અબ્દુલને પકડી હાજર કરીશ."

બહાદુરશાહે માથું હલાવ્યું, "યુવાન માણુસ !" હ્‌ેણે કહ્યું, "હ્‌મારાં

વચનમાં ઓછા ખાત્રીવાળા થાઓ; મ્હને કહેવા કરતાં કરવા ઉપર વધારે વિશ્વાસ બેસે છે."

ફાઝિલખાન, (ગંભીર અને દૃઢ)–"પરિણામ ગમે તે આવે તોપણ, કાંતો હું મ્હારૂં વચન પાળીશ અથવા આ મહેલનો ઉમ્મર ફરીથી ઓળંગીશ નહિ. મ્હેં તે દુષ્ટની કાંઇક નિશાનીઓ મેળવી છે અને મ્હને તો ખાત્રીજ છે કે ત્હમને બધાંને કાલે એકાદ હાસ્યરસમય દેખાવ બતાવી ત્હમારાં મન રંજન કરીશ; પછી જો હાસ્યને બદલે કરુણા રસ ઉત્પન્ન થઇ આવે તો પરવરદિગારની ઇચ્છા પ્રમાણે થાઓ !"

બહાદુરશાહ.—"યાદ રાખો કે વધારે ઉતાવળ વધારે નુકશાનકારક જ છે. ત્હમને અત્યારે ફત્તેહની કાંઇક આશા હશે તે પણ ઉતાવળ અને અવિચારથી નાશ પામશે.

ફાઝિલખાન–" અવિચાર, સરકાર સાહેબ ! જે મ્હારી પેઠે જીવ્યો છે, અને મ્હારા જેટલાં દુઃખોમાં દળાયો છે, તે અવિચાર તો ક્યારનોયે ભૂલી જવોજ જોઇએ.

ગુલબદન. ( એનો હાથ લઇને )—" તોપણ, વિનંતી કરૂંછું કે ત્હમારી શક્તિનો બહુજ ગર્વ ના રાખતા. વ્હાલા ફાઝિલ ! કાકા સાહેબ ત્હમને ચ્હાય છે અને ત્હેમની સલાહ ઘણી ડહાપણ ભરેલી છે. અબદુલ્લના ખંજરથી સાવચેત રૂહેજો ! "

ફાઝિલખાન—" તે ખંજરથી બચવાનો સારામાં સારો રસ્તો એજ છે કે તે ત્હેને વાપરવાને જરા પણ વખત આપવો નહિ; આ કામ ચોવીસ કલાકમાંજ બનશે અને જો એટલા વખતમાં નહિ બને તો કદી પણ બને ત્હેવું નથી. હવે મહાન્ સરદાર! હું આપની રજા લઉં છું. આવતી કાલે હુ આપને બતાવી શકીશ કે પ્રેમથી ન બની શકે એવી આખી દુનિયામાં કોઇ પણ વસ્તુ નથીજ. "

બહાદુરશાહ.—"હા. પ્રયત્ન કરવાને; પણ સંપૂર્ણ રીતે પારપાડવાને? "

ફાઝિલખાન.—" એ સઘળું તો આધાર રાખે છે—" બોલતે બોલતે, તે એકદમ અટકી પડ્યો; અને ત્હેની મુખાકૃતિ ઉપરથી એતો સ્પષ્ટજ જણાતું હતું કે જેમ જેમ તે ગુલબદનના ચ્હેરા તરફ વધારે વધારે જોતો હતો તેમ તેમ ત્હેની મનોવ્યથા વધારે વધારે વધ્યે જતી હતી. ત્હેણે અધિરાઇથી બહાદુરશાહની સાથેની પોતાની વાતચીત ચાલુ રાખી.

" મહાન્ બહાદુરશાહ ! " ત્હેણે કહ્યું " મ્હને નાહિંમત ન કરતા; પરન્તુ હવે મ્હને જોવા દો કે હું ત્હમને વધારે હિમત અને ખાત્રી આપી શકું છું કે નહિ. કાલે ત્હમે આજ વખતે એક મ્હોટી મિજલસ ભરજો. ત્હેમાં બપોરથી ખંભાતના અમીર ઉમરાવોનાં સઘળાં સ્ત્રી પુરૂષોને આવવાનું આમંત્રણ કરજો; કારણ કે જો મ્હારૂં કામ હું ફતેહમંદીથી કરી શકું તો તે સઘળાં મ્હારો વિજય જોવાને હાજર રહેતો સારૂં એવી મ્હારી ઇચ્છા છે! ખાસ કરીને છુપી જાસુસ મંડળીના સઘળા ઉપરીઓને હાજર રાખજો, કારણ-કે ભયંકર અબ્દુલ્લ જેવો માણસ જેની સામે પ્રયાસમાં આખું ખંભાત થાકી ગયું છે ત્હેને પકડવાનો છે અને આપની સમક્ષ હાજર કરવાનો છે. "

બહાદુરશાહ ( કેટલોક વખત સુધી ત્હેની સામે આશ્ચર્ય અને અદૃઢતાથી જોઇ રહીને )—" બહુ સારૂ; તે સઘળા તો હાજર રહેશેજ."

ફાઝિલખાન—"મ્હારા સાંભળ્યા પ્રમાણે માણેકચંદના અકાળ મૃત્યુ પછી ત્હમે મુલ્લાં સાહિબખાનના ઉપર પાછી મહેરબાની રાખવા માંડી છે. ત્હેણે ત્હમારી ખાત્રી કરી છે કે રૂકનુદીન, રહીમખાન વગેરે ઉમરાવોની ટોળી સામેની ત્હારી ગેરમહેરબાની અયોગ્ય હતી. મ્હારી છેલ્લી મુસાફરીમાં મ્હે આ યુવાન અમીરોનાં બહુ વખાણ સાંભળ્યાં છે અને મ્હારી પણ ત્હેમની સાથે વધારે ઓળખાણ કરવાની વૃત્તિ થઇ છે માટે ત્હેમને જો કાંઇ ખાસ કારણ ન હોય તો ત્હેમને પણ બોલાવશો. "

બહાદુરશાહ—" હા તેમ પણ કરવામાં આવશે. "

ફાઝિલખાન—" હવે ફક્ત એકજવાનું બાકી રહ્યું છે, જે હું ભુલી ગયો હતો. મિજલસમાં બધા આવી રહ્યા શિવાય ત્હેનું કારણ કોઇને જણાવશો નહિં. અને પછી મહેલની આસપાસ સિપાઇઓ અને પ્હેરગીરોની ટુકડીઓ ગોઠવજો, અને, મિજલસ જે ભાગમાં મળવાની હોય ત્હેના બારણા આગળ પણ પહેરેગીરોનો પ્હેરો રાખશો તોપણ કાંઇ હરકત નથી. કારણ અબ્દુલ્લ એવો તો સેતાની બદમાશ છે કે ત્હેની સામે જેટલી સાવચેતીઓ લઇએ તેટલી ઓછી. પ્હેરેગીરોને ભરેલી બંદુકો અને ઉઘાડી તલવારોથી ફરવાનો હુકમ આપજો અને ત્હેમને સખ્ત તાકીદ કરશો કે હરકોઈ માણસને અંદર પેસવા દેવું પરન્તુ કોઇને પણ અંદરથી બ્હાર જવા દેવું નહિ. "

બહાદુરશાહ—"બહુ સારૂં. તેજ પ્રમાણે કરીશું "

ફાઝિલખાન—"ઠીક ત્યારે. હવે મ્હારે બીજું કાંઈ પણ કહેવાનું રહ્યું નથી. મહાન્ બહાદુરશાહ ! સલામાલેકુમ ! ગુલબદન બેગમ ! કાલે પાંચ વાગે આપણે પાછાં મળીશું અથવા આ જીંદગીમાં છેલ્લી સલામ!"

એટલા શબ્દો બોલી ફાઝિલખાન ઘણીજ ત્વરાથી ચાલતો થયો. બહાદુરશાહ વિચારમાં પડયો, અને ગુલબદને પોતાના કાકાની છાતી ઉપર માથુ નાંખી રોઇ, મનનો ઉભરો ખુબ બ્હાર કહાડયો.

---

## પ્રકરણ ૩ જું.

## મધ્યરાતનું મંડલ.

ફત્તેહ !" મુલ્લાં સાહિબખાનના મહેલમાં જ્યાં આપણા મુખ્ય કાવતરાંખોરો એકઠા મળેલા હતા ત્યાં પ્રવેશ કરતાં રૂકનુદીન બોલી ઉઠયો; "આપણું કામ ફાંકડીરીતે ચાલ્યું જાય છે. ફાઝિલ આજ રહવારે ખંભાતમાં આવ્યો અને અબદુલ્લે માગેલી રકમ ત્હેને કયારનીયે પ્હોંચી ગઇ."

સાહિબખાન.—"ફાઝિલનામાંયે કાંઇ બુદ્ધિ ઓછી નથી; મ્હારા મનમાં તો એમ છે કે એ ભલે જીવે અને આપણા પક્ષમાં આવે. તે કોઇ પણ વખત બિન સાવચેત રહેતો નથી—"

રૂકનુદીન—"એવા રખડેલોએ સાવચેત રહેવુંજ જોઇએ. જે મને લોકોથી ઘણુ છુપાવવાનું છે, ત્હેમણે તો સાવચેતજ રહેવું જોઇએ."

રંગીલરામ.—"મ્હારા સાંભળવા પ્રમાણે ગુલબદન પણ ત્હેની તરફ બેદરકારીથી જોતી નથી."

રૂકનુદીન—"અરે, કાલ સુધી જરા રાહ જુવો; અને પછી એની મરજી હોયતો ભલેને સેતાન અને ત્હેનીયે દાદીની સાથે પ્યારમાં પડે, એમાં કંઇ આપણી હરકત નથી. અત્યાર સુધીમાંતો કયારનું અબદુલ્લનું ખંજર એને ભેટી પડયું હશે."

રહીમખાન-"આ અહમદનગરી ફાઝિલ બાબત મ્હેં ઘણીયે તપાસ કરી પણ કાંઇજ અહમદનગરમાંથી પણ માલુમ પડતું નથી, એ બહુ નવાઇ જેવું છે. મારા કાગળોમાંથી એટલુંજ મળી આવે છે કે એવું કોઇક કુટુંબ પ્હેલાં હતું પણ ત્હેનો છેલ્લો અમીર બિન વારસ મરી ગયે પણ પંદર વીસ વર્ષ થઈ ગયાં અને કદાચ કોઇ ત્હેના દૂરના સગામાંનું જીવતું હશે તો ત્હેની અહમદન-

મરના રાજ્યમાં કાંઇ ખબર નથી કારણ કે ત્હેની જાગીરો જે સરકારમાં જપ્ત થઇ ત્હેમના ઉપર હક કરવા કોઇ હજુ સુધી આવ્યું હોય એમ સાંભળ્યું નથી."

સાહિબખાન—"ત્હમને બધાને મિજલસમાં બોલાવ્યા છે કે?"

રહીમખાન—"હા. અમને બધાયને."

સાહિબખાન—"ઠીક, ત્યારે તો. પેલી ત્રિપુટી દૂર થયા પછી જરા મ્હારી ભલામણની નવાબઉપર અસર થઇ લાગે છે ખરી. સ્હાંજે વળી પાછી બેઠક છે. બહાદુરનો હજુર એમ કહેતો હતો ખરૂંકની?"

રંગીલરામ—"હા. એણેજ કહ્યું હતું."

દોલતચંદ—"એમાં કાંઇ કપટ તો નહિ હોય? ભલા ભગવાન! જો એને આપણા કાવતરાની જરા પણ ખબર પડે તો!—મ્હારા તો દાંત પણ કકડે છે."

સાહિબખાન—"છટ! આપણી ખટપટની ત્હેને શી રીતે ખબર પડે? એમ બનવું તો તદ્દન અસંભવિતજ છે."

દોલતચંદ—"અસંભવિત? ખંભાતનો એકે એક રખડેલ, ખિસ્સાંકાતરૂ અને ગળાંકાતરૂ આપણી નોકરીમાં રાખવામાં આવ્યો છે અને તેથી નવાબને ત્હેની કાંઇક ચેતવણી અગર નિશાની મળી જાય એમાં કાંઇ નવાઇ જેવું છે? આપણો ભેદ એટલાં બધાં માણસો જાણે છે કે, હજુ સુધી ત્હેને ત્હેની ખબર પડી નથી એજ નવાઇની વાત છે!"

રહીમખાન—"ભલો માણસ છે તો! દીવો લઇને ફરનાર માણસ તો અંધારામાંજ રહે છે. શીંગડાં પ્હેરનાર માણસ શિવાય બીજાં બધાં મનુષ્યો તે જોઇ શકે છે. પરન્તુ મ્હારે પણ કબુલનો કરવુંજ પડશે કે આપણી સર્વ ધારણાઓ પાર પાડવામાં હવે ઢીલ કરવાની જરૂર નથી; કારણ નજીવી વસ્તુઓથી પણ આપણે વખતે પકડાઇ જઇએ."

રંગીલરામ.—"દોસ્ત! ત્હમે ખરૂં કહોછો; હવે બધી વસ્તુઓ તૈયાર છે. ફક્ત ઘા કરવાનીજ વાર છે."

રૂકનુદીન.—"ખરે, કંટાળેલા લોકો જે આપણી તરફ છે, તે આપણે જો આજ રાત્રે આપણી યુક્તિઓને અમલમાં લાવીએ તો બહુ રાજી થાય, આમને આમ વાર કર્યાજ કરો અને ધીમે ધીમે ત્હેમનો બહાદુર ઉપરનો ગુસ્સો ઓછો થઇ જશે, અને તે આપણને મદદ કરવાને નાલાયક

આજ જશે."

રહીમખાન.—"ચાલો ત્યારે હવે આપણે બાજી શરૂ કરી દઇએ; અને રહેલું શુભ મુહૂર્ત કાલેજ રાખો. નવાબને મ્હારાજ હાથમાંજ રૂહેવાદો. હું મ્હારી કટાર મુઠસુધી ત્હેના પેટમાં ખોશી દઇશ અને પછી ગમે તે થાઓ પણ, બેમાંની એક વાતતો થવાનીજ:—કાંતો આપણે બધું ઉથલ પાથલ કરી નાંખી આ બધી લસ્દી અને આફતમાંથી ઉગરી જઇશું અથવા તો સદ ખુલ્લા મુકી દઇને વેળાસર બીજી દુનિયાં તરફ સાથેજ સ્વારી કરવા મંડી પડીશું."

રૂક્નુદીન.—"દોસ્ત! આપણે નવાબની મિજલસમાં હથિયાર બંધજ જવું."

સાહિબખાન.—"છુપી જાસુસ મંડળીના સઘળા અસલદારોને હાજર રાખ્યા છે—"

રંગીલરામ—"ત્યારે ત્હેમને તો એકે એકને સાફ કરી નાંખવા!"

દોલતચંદ:—"અરે! હા હમણાં વાતો કરવી ઠીક લાગે છે પણ તે વખત ખબર પડશે! વખતે આપણે માટેજ એ સઘળી ગોઠવણ થઇ હોયતો?"

રંગીલરામ:—"હેં! છટ્ બાયલા! તું તો હમ્મેશનોજ બ્હીકણ બિલાડી રૂહેવાનો! ત્હારે ઘેર રૂહેવું હોય તો ત્હારી નમાલી જીંદગી બચાવજે પણ જો આપણું કાવતરૂં ફત્તેહ પામે છે તો પછી જોજે કે, ત્હેંજે નાણું ધીર્યું છે, ત્હેમાંથી રાતી બદામ પણ ત્હને કેવી મળે છે? જા ઘેર રૂહેવું હોય તો ઘેર રૂહેજે પણ પછીથી પૈસા લેવાને ત્હારું કાળું મ્હોં બતાવતો ના!"

દોલતચંદ.—"રંગીલરામ! તહમે ભૂલ કરોછો; તહમે મ્હારા વિષે આમ ધારીને મ્હારું અપમાન કરોછો. મ્હારી હિમ્મતની ખાત્રી કરવી હોયતો આપડી તલવારો! આવો ખેંચો મ્હારી સામે. હું તહમારા સઘળાના જેટલોજ બહાદુર છું, પણ પ્રભુની કૃપાથી તહમારા જેવો 'આગનો ભભૂકો' નથી."

સાહિબખાન.—"અરે, એમ ધારો કે આપણું ધાર્યું ન થયું,–ધાર્યા પાસા ન પડયા; તોપણ બહાદુર એકવાર જ્યાં મૃત્યુ પામ્યો કે પછી લોકોને જેમ બૂમો પાડવી હોય તેમ પાડવા દોને! આપણી પાસે ખલીફાની

* પરવાનગી અને મંજુરી ક્યાં નથી ?"

રહીમખાન.—"હેં, ખલીફાની ? તે શું આપણી તરફજ છે ?"

સાહિબખાન. (હેની તરફ એક કાગળ ફેંકીને)—અરે વિશ્વાસુઓ ! લ્યો વાંચો. ખલીફા આપણને મદદ કરશેજ; કારણકે બહાદુરે હેની ધર્મોધ્યક્ષ તરીકેની સત્તાનો અનાદર કર્યો છે, અને આપણે તે ફરીથી સ્થાપિત કરવાના છીએ. દોલતચંદ ! હવે મહેરબાની કરીને નકામી શંકાઓ ઉભી ન કર્યા કરો; કારણ કે હવે આપણે રહીમખાનની દરખાસ્ત પ્રમાણે એકદમ કામ કરવાનું છે. આપણા મળતીઆઓને હવે રૂકનુદીનને મહેલે ઓઝાની જોઇતાં હથિયાર આપવાનાં છે. આવતી કાલની મધ્યરાતનો ડંકો થાય કે તરત હેણે નવાબની બેઠકમાંથી છટકી જઇ, હથિયાર ખાનાનો કબજો લઇ લેવો. હુકીમખાન જે ત્યાંનો ઉપરી છે તે આપણા પક્ષનો છે. અને એકદમ આપણે માટે દરવાજા ખુલ્લા મુકી દેશે."

રંગીલરામ—"અને વહાણોનો સરદાર ખુશરૂબેગ જ્યાં ગરબડ અથવા અવાજ સાંભળશે કે તરત પોતાનાં માણસો લઇ આપણી મદદે ઉતરી આવશે."

રૂકનુદીન—"આહા ! ખરેખર, આપણી ફત્તેહતો નક્કીજ છે."

રહીમખાન—"આપણે હવે કરવાનું એટલુંજ છે કે જેમ બને તેમ વધારે ગરબડ મચાવી મૂકવી. આપણા દુષ્મનોને ખબરજ ન પડે કે દોસ્ત કોણ છે અને શત્રુ કોણ છે અને આપણી ટોળી શિવાય આશું થાય છે, કોણ કરે છે અને શા માટે થાય છે, હેની કોઇને પણ ખબર પડવા દેવી નહિ.

રૂકનુદીન—"અલ્લાહના કસમ ! જેમ જેમ કામ કરવાનું પાસે આવતું જાય છે તેમ તેમ હું તો ખરેખરો ખુશી જ થતો જાઉં છું !"

રંગીલરામ—"આપણે આપણી ટોળીવાળાઓને ઓળખવાનાં નિશાન—ધોળાં ફુલ, રૂકનુદીન ! હમે બધે વ્હેંચી દીધાં છે ?"

રૂકનુદીન—"હા. અરે, એને તો કેટલાએ દિવસ થઇ ગયા."

રહીમખાન—"થયું ત્યારે. હવે તે વિષય ઉપર વધારે ભાંજગડ કરવાની જરૂર નથી. આવો, દોસ્તો ! પ્યાલા ભરો. આપણું કામ પુરૂં થયા પછીજ હવે તો મળીશું, તે પ્હેલાં નહિ."

---

* પેગમ્બર મહમ્મદનો વારસ બગદાદમાં રહેતો હતો. બગદાદ તુટયા પછી પણ તે આખા મુસલમાની ધર્મનો નામનો ધર્મોધ્યક્ષ તો હતોજ.

દોલતચંદ—" પરન્તુ મ્હને લાગે છે, કે આપણે હજી પણ એ બાબત શાન્તપણે વિચાર કરવાની બહુજ જરૂર છે."

રહીમખાન—" છટ્ ! બળતા અને ફિતુરને વિચાર અને ડહાપણની સાથે કાંઇ પણ લેવા દેવા નથી; નિરાશા અને અવિચારીપણું એજ આવાં કામોમાં આપણાં દોસ્ત થવાને વધારે યોગ્ય છે. એકવાર કામ શરૂ થઇ ગયું; ખંભાતનું એવી રીતે ઉથલ પાથલ કરી નાંખ્યું કે કોઇ શેઠ નોકર અથવા રાજ્યબંધારણ એકવાર રાજા પ્રજાને ઓળખી જશે કે નહિ; કે પછી વિચાર અને ડહાપણની જરૂર, આપણને તે ગરબડ કેટલે સુધી જવા દેવી ત્હેની તપાસ કરવા માટે પડશે. ચાલો, ચાલો, યારો ! પ્યાલા-ઉડાવો ! કાલે જ આપણને મિજબાની આપીને નવાબ પોતાનું નિકંદન વાળવાજ આપણને બોલાવે છે, એ જ્યારે મ્હને સાંભરે છે ત્યારે તો ત્હેની મૂર્ખામી ઉપર જરા પણ હસવું આવ્યા વિના રહેતું નથી."

રૂકનુદીન.—" અને ફાઝિલની બાબત તો—,

ફાઝિલનેતો હું કબરમાજ સુતેલો જોઉં છું; પણ આપણે કાલ નવાબની મિજલસમાં જતા પ્હેલાં અબ્દુલ્લની સાથે એકાદવાર મેળાપ થાયતો સારૂં."

રહીમખાન.—"ભલે એ કામ અમે ત્હમનેજ સોંપીએ છીએ. હ્યો ત્યારે ! અબ્દુલ્લ ઘણું જીવો!"

સઘળા.—" અબદુલ્લ ઘણું જીવો !"

સાહિબખાન.—" અને આપણું કાલનું કામ ફત્તેહ પામો !"

દોલતચંદ.—" આમીન !"

રૂકનુદીન.—" આ શરાબ બહુ મીઠો લાગે છે; અને દરેક ચ્હેરો ફક્કડ લાગે છે. પરન્તુ અડતાળીસ કલાક પછી આપણે ત્હેવાને ત્હેવાજ રહીશું" ? આપણે હસતા છુટા પડીએ છીએ; પરન્તુ એ રાત પછી આમ હસતા મળીશું ? હશે ! ફિકર નહિ. !"

## પ્રકરણ ૪ થું.

## છેલ્લો દિવસ.

ઇસ્વીસનના નવમા સૈકાની શરૂઆતમાંજ, (અણહીલપુરના ચાવડા વંશના રાજા યોગરાજના સમકાલીન) દક્ષિણ ગુજરાત રાષ્ટ્રકૂટ નૃપતિ ત્રીજા ગોવિન્દના વખતમાં સ્તંભ નામના એક ન્હાનકડા રાજાના નામ ઉપરથી ગમ્ભૂત બંદરનું નામ સ્તંભતીર્થ પડયું. ત્યાર પછી ખંભાતને, ગુજરાતના ઇતિહાસ સોલંકી સિદ્ધરાજ જયસિંહથી ન્હાસતા ભાગતા અને હેમાચાર્યના આશ્રયપામેલા (પાછળથી ગુજરાતના રાજા) કુમારપાળના ગુપ્ત રહેઠાણ તરીકે સ્મરે છે; તથા ગાદીએ આવ્યા પછી મહારાજા કુમારપાળ તેજ સ્થળે જૈનધર્મની દિક્ષા લેછે અને દેવસ્થાનો બંધાવે છે તથા સમરાવે છે વગેરે આલેખી, ત્હેનું ઉપકાર વૃત્તિથી વર્ણન કરે છે. અને ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણવાઘેલાનો પરાજય થયા પછી, દિલ્હી સાર્વભૌમ ઇસ્લામી સુલતાન અલ્લાહ-ઉદ્‌-દીનનો એક નસરત ખાન નામનો સરદાર ખંભાત લૂટે છે, જ્યાંથી કાફુર 'હજાર દિનારી' (હજાર દિનાર આપીને ખરીદ કરેલો ગુલામ), જે આગળ જતાં આખા હિંદુસ્થાનની સલ્તનતની લગામો હસ્તગત કરે છે ત્હેના પકડાયાની વાત કહી, હિન્દુઓના રાજ્યને છેલ્લી સલામ કરે છે।

મુસલ્માનોનો વખત પણ ખંભાતને માટે પોતાના ઇતિહાસમાં વારંવાર જગો કરતો જણાય છે; પરન્તુ ત્હેમાં તથા મરાઠાઓના વખતમાં પણ તે બંદરનું સ્મરણ ઘણું ખરૂં ત્હેમાંથી મળી આવતી અસંખ્ય લુંટને લીધેજ થાય છે. બહાદુરશાહના રાજ્ય જેવા થોડાજ પ્રસંગો ત્હેને શાન્ત સમૃદ્ધ તથા સ્વતંત્ર રૂહેવા દઇ શકે છે. ગુજરાતના સુલતાનોનું સામિપ્ય ત્હેને આ પ્રમાણે ત્હેની સ્વતંત્રતામાં હાનીકારક થઇ પડયા છતાં, ત્હેનો વિસ્તાર તથા પૈસો અહમદાબાદનું તે બંદર હતું ત્હેને લીધેજ વૃદ્ધિ પામ્યો હતો. આટલુંજ અને આવું આવું અસંબદ્ધજ આપણે આપણા દેશના એક મુખ્ય બંદર, શ્રીમાન્ શહેર, તથા પ્રસિદ્ધ નગર વિષે જાણી શકીએ છીએ એ અતિશોચનીય નથી?

પરન્તુ આપણા ઇતિહાસ લેખકો કરતાં પણ વધારે અને આધાર રાખી શકાય એવી ખબર આપણને પરદેશી મુસાફરોનાં લખાણો ઉપરથી મળી શકી છે.

અલમસુદી લખે છે કે 'ખંભાતનું નામ બગદાદમાં (પણ) ઘણું વિખ્યાત હતું, અને ત્યાંના જોડા ઘણા પંકાતા તથા વપરાતા હતા.' તે કહે છે કે, ત્યાં કોઇ બાનીયા નામનો બ્રાહ્મણ (માલખેતના બલ્હાર નરાધિપના દિવાન અથવા સુબા તરીકે ) રાજ્ય કરતો હતો જે મુસલમાનો તથા બીજા પરદેશીઓની સાથે ઘણીજ સારી રીતે વર્તતો.' તે ખંભાતનો અખાત નાઇલ, યુફ્રેટિસ અને તિગ્રીસ નદીઓનાં મુખ કરતાં વધારે વિશાળ હતો એમ લખે છે અને અખાતને બંને કાંઠે આવેલાં સુન્દર ગામડાં, મનોહર જાગીરો, તથા ખુશનમા બાગબગીચા આવેલા હોવાથી ખંભાત વધારે સુશોભિત લાગતું હતું એમ ઉત્સાહથી કહે છે. પોપટ, મોર, અને હિંન્દુસ્થાનનાં અનેક અનેક પક્ષિઓ ત્હેની ઉદ્યાનકુંજોમાં મળી આવતાં. ઇબ્નીહૌકલ અને અલ ઇદ્રીસી, એ બંને મુસાફર લેખકો ત્હેને હિંદુસ્થાનનાં મુખ્ય શહેરોમાં ગણે છે, અને સારૂં દરિયાઇ લસ્કર તથા વહાણોના કાફલાઓ રાખવાનું તે સ્થાન હતું એમ લખે છે. ત્હેના રાજ્યને તાબે પિરમ વગેરે કેટલાક બેટ હતા અને ગુજરાતનાં બંદારોમાં તે પણ એક મુખ્ય હતું. તાઝીયત –અલ–અમસારનો કર્તા અબ્દુલ્લાહ વસ્સાફ લખે છે કે, ગુજરાતને પરદેશીઓ ખંભાત નામથીજ ઓળખતા હતા. અને ત્યાં વર્ષમાં બબે વાર લીલી દ્રાક્ષનો પાક ઉત્પન્ન થતો હતો.

ત્યાં વ્યાપાર પણ ઘણોજ વ્હોળો અને વિવિધ પ્રકારનો ચાલતો હતો. ઇ. સ. ૧૧૫૪થી ૧૧૮૯ સુધીમાં ખંભાત અને બીજાં કેટલાંક બંદરોમાં થઇ એક ક્રોડ અને દસલાખ રુપિયાની કિમ્મતના તો એકલા દસ હજાર ઘોડાજ વેચાયા હતા; અને ત્હેમાંનો મ્હોટો ભાગ ખંભાતેજ લીધો હતો. બારબોસા ઘણાજ ઉત્સાહથી ખંભાતની ખુબસુરતી, સમૃદ્ધિ અને વિસ્તારનું વર્ણન કરે છે અને ત્હેને પંદરમા તથા સોળમા સૈકાનાં બીજા યુરોપિયન પ્રવાસીઓનાં લખાણો ઉપરથી ઘણોજ સારો ટેકો મળે છે નિકોલો ડીકોન્ટી લખે છે કે તે પરાંની સાથે બાર માઇલના ઘેરાવામાં વિસ્તરાયલું હતું અને નાનાપ્રકારના વ્યાપારનું સ્થાન હતું; એથેનેસિયસ નિકોટિન અને વર્થેમા નામના પ્રવાસીઓ પણ ત્હેને ટેકો આપે છે અને ત્હેનાં રેશમી કાપડ વગેરેનાં બહુ વખાણ કરે છે. ત્હેના બારામાંથી વહાણો આખા હિન્દુસ્થાન તથા આફ્રિકાની સાથે વ્યાપાર કરવાને ઉપડી જતાં. ટેરી પોતાની 'મુસાફરી'માં લખે છે કે ખંભાત રાતાસમુદ્ર સાથે પણ

વ્યાપારી સંબંધ રાખતું હતું. ત્હેના કોટ કિલ્લાનું વર્ણન પણ એક લેખકે સારી રીતે કરેલું છે.

ઇ. સ. ૧૬૬૪માં ખંભાત પ્રસિદ્ધ સુરત બંદર (જેમાંથી તેજ સાલમાં શિવાજી લૂંટીને અઢળક પૈસો લઇ ગયો હતો) તેના કરતાં પણ બમણું મ્હોટું હતું, એમ માલમ પડી આવે છે. આ ઉપરાંત છેક સત્તરમા સૈકા સુધીના મુસાફરો પણ ત્હેની ઘણીજ પ્રસંશા કર્યા વિના રહેતા નથી. તે પછી ત્હેની પડતી થવા માંડી; મરાઠાઓની લૂંટફાટ મુસલમાનો રોકી શકયા નહિ; અને પરિણામ એ આવ્યું કે ત્હેનો વ્યાપાર પાયમાલ થઇ ગયો. તથા ઉદયાસ્તના ચક્ર ઉપર રમતી વિચિત્રતાના દૈવ દુર્વિયોગ( irony of fate ) ને લીધે ખંભાતનો અખાત પણ જે સમરાવવાને—ચોખ્ખો, ખુલ્લો રાખવાને જે પ્રયત્નો ત્હેની સમૃદ્ધિના કાળમાં થયા કરતા હતા તે હવે ભૂલાઇ ગયા; અખાત પુરાઇ જવા માંડયો; સુરત ગુજરાતનું મુખ્ય બંદર થયું; અને ખંભાતના બારામાંથી 'વહાણો હમ્મેશાંને માટે અદ્દશ્ય થયાં ! ×

ખંભાતની ઉષા જાગૃત થઈ ત્યારે આનન્દમય અને રમણીય હતી. અને જાણે તે દિવસે કાંઇજ અદ્દભૂત અવનવું બનવાનું નથી એમ ત્હેને જોતાં વાંતજ હરકોઇ મનુષ્ય પણ કહી શકત; પરન્તુ ખંભાતની સ્થાપનાના દિવસથી તે અત્યાર સુધી આના કરતાં વધારે ઉપયોગી દિવસ કદી પણ ઉગેલો ન્હોતો. દુનિયામાં મ્હોટા ધરતીકંપો થવાના દિવસોનાં પ્રભાતોનું કૃત્રિમ મનોહરત્વ-લાલિત્ય અહિં પણ દ્દષ્યમાન્ થતું હતું; અને શીતળ સમીર—નંદન સૂર્યોદય તથા કલાન્તિ રહિત સ્હવાર, એ સર્વ નિઃસંશય મ્હોટા વિદ્વાન્ ફિલસુફોને પણ ભ્રાન્તિમાં નાખે એવાંજ હતાં !

રાજમહેલનાં માણસો કયારનાંયે જાગૃત થઇ પોતપોતાને કામે લાગી ગયેલાં હતાં. અસ્વસ્થ બહાદુરશાહે પોતાના અનિદ્રાશાલી પલંગનો અરૂણનાં પ્રથમ કિરણોનાં દર્શન થતાંજ ત્યાગ કર્યો હતો. ગુલબદને આ-

---

× ખંભાતના પૂર્વ ઇતિહાસની આ પુનઃ સ્મૃતિ, વખતે વાચકોને આ સ્થાને અયોગ્ય, અરુચિકર લાગશે; પરન્તુ આ ત્હેના મધ્યકાલીન ઇતિહાસની કથામાં આપણને હાલ અસંભવિત એવા દેખાવો–ચિત્રો–તથા વર્ણનો આવ્યાં છે, જેમના બચાવમાં પણ–તે પ્રમાણે કરવું આવશ્યક હતું, એમ લેખકને સંપૂર્ણ રીતે જણાયાથીજ આ પ્રયાસ થયેલો છે.

આ રાત્રિ ફાઝિલખાનનાં સ્વપ્નાંમાંજ ગાળી હતી અને નિદ્રા ઉડી ગયા પછી પણ અત્યારે તે અર્દ્ધનિદ્રિત સ્થિતિમાં ત્હેનાજ સ્વપ્નમાં લીન થઇને બેઠી હતી. બદુરાના હૃદયની ગુલબદન માટેની ચિન્તાઓએ ત્હેની નિદ્રાને ન્હસાડી મુકી હતી; કારણકે તે ગુલબદનને પોતાની પુત્રી કરતાં પણ વધારે વ્હાલથી ચ્હાતી હતી અને જાણતી હતી કે કાલના દિવસનું પરિણામ ત્હેના જીવનસુખની પરિસીમા બતાવશે અથવા તો ત્હેને અનન્ત દુઃખોદધિમાં ડુબાવી દેશે. થોડાક વખત સુધી ગુલબદન અસાધારણ હર્ષમાં હોયની એમ દેખાતી હતી; તે પોતાની વીણાઉપર આનન્દનાં ગીતોને રમાડવા લાગી અને બદુરાને આટલી બધી શોકમય દેખાવા માટે ત્હેની મશ્કરીઓ કરતી હતી પરન્તુ જેમ જેમ મધ્યાહ્નનો સૂર્ય ચ્હડતો ગયો, તેમ તેમ ત્હેનો આ કૃત્રિમ આનન્દ પડતો ગયો. ત્હેણે વીણા ફેંકી દીધી અને ગભરાયલી હોય એમ આમ તેમ આખા મહેલમાં ફરવા માંડ્યું. પ્રત્યેક નવી પળ ત્હેના હૃદયને નવી નવી ધાસ્તીઓ આપ્યે જતી હતી અને થોડા વખત પછી બનવાના બનાવની વધ્યે જતી સમિપતા વધારે વધારે દુઃખદ થતી ચાલી.

ખંભાતના સર્વ પ્રસિદ્ધ ગૃહસ્થો, માનવન્તા સરદારો, અને કીર્તિવન્ત અમીર ઉમરાવો રાજમંદિરમાં ક્યારનાયે એકઠા થઇ ગયેલા હતા; જે વખતની અત્યંત ધાસ્તી ગુલબદનના હૃદયમાં નિરંતર રહ્યા કરતી હતી, તે પણ આવી પ્હોચ્યો; અને મ્હોટો દરબારમંડપ–દિવાનખાનું જ્યાં રાજ્યનો દરેક મ્હોટો માણસ તથા દરેક ખુબસુરત સુન્દરી ત્હેની ઘણીજ આતુરતાથી વાટ જોઇ રહ્યાં હતાં, ત્યાં ગુલબદનને લઇને બદુરાને જવાનો નવાબે હુકમ કર્યો.

ગુલબદન ધુંટણીએ પડી ઉંચી દૃષ્ટિ રાખી તથા હાથ જોડી બોલી, "ઓ ખુદા! અમારા ઉપર મ્હેર કર! અને આજનો દિવસ સુખકારક નીવડે એમ કરજે!"

જે સ્થાને ત્હેણે ફાઝિલખાનનો પ્રેમ સ્વીકાર્યો હતો તથા ત્હેની આગળ પોતાનો હૃદયપટ ખોલી નાંખ્યો હતો અને જ્યાં ફાઝિલખાને ત્હેને માટે પોતાની જીંદગી પણ જોખમમાં નાંખવાનું માથે લીધું હતું,—તેજ દિવાનખાનામાં મૃત શરીરની ફિક્કાશવાળા ચ્હેરાથી ત્હેણે પ્રવેશ કર્યો.

મિજલસ ભવ્ય અને દબદબા ભરેલી હતી; પરન્તુ વાતચીત રમુજી

અને ખુશકારક હતી. હિન્દુસ્થાન અને ઈરાન તથા તુર્કસ્તાનની રાજ ખટપટો તથા જૂદાજૂદા પ્રકારના દુનિયાંમાં સર્વ સ્થળે બનેલા બનાવોની ઠેકાણે ઠેકાણે વાતો તથા ગપ્પાં ચાલ્યા કરતાં હતાં. મુલ્લાંસાહિબખાન અને રહીમખાન, નવાબની સાથે કાંઇ ગુપચુપ વાત ચીત–'ગુફ્તેગો' કરવામાં રોકાયલા હતા, અને દોલતચંદ, રૂકનુદીન તથા રંગીલરામ એક ખૂણે ઉભાઉભા મધ્યરાત્રિએ ઉભી થવાની ખટપટની સામગ્રી કર્યા કરતા હતા.

આકાશ હવે શ્યામ અને તોફાની વાદળાંઓથી ભરપૂર થવા લાગ્યું હતું. પવન અખાતની ખાડીઓમાં થઇને સુસવાટા કરતો આમ તેમ દોડતો અને ખડખડ હસતો હતો. ધીમે ધીમે વરસાદનાં મ્હોટાં ફોરાં ગાજવીજના તોફાન સાથે ગંભીર ધ્વનિ કરી રહ્યાં હતાં. અને કોઇ આકસ્મિક તોફાને ખંભાત એકદમ ઘેરી લીધું હોયના એમ જણાતું હતું. દરિયાનાં પાણી વાંસ વાંસ ઉછળતાં હતાં અને કોઇ ભયંકર આફત શહેરને માથે આવવાની હોય અથવા આવી હોયની, એવી સૂચના આ મહા ઝંઝાવાતમાં જોઇ મૃદુ ખંભાતીઓનાં હૃદયો ધ્રૂજ્યા કરતાં હતાં.

ચાર વાગ્યા. ગુલબદનના ફિક્કા ગાલ, હજુ પણ વધારે ફિક્કા બનતા ગયા. બહાદુરશાહે પોતાના ચોબદારના કાનમાં કાંઇક સૂચના કરી; અને થોડીવારમાં હથિયાર બંધ માણસો જાણે રાજમહેલને ઘેરી લેતાં હોયની એમ જણાવા માંડયું અને બ્હાર થતા હથિયારોના ખખડાટથી ત્હેની ખાત્રી થઇ.

એકદમ આખા મંડળમાં ચૂપકીદી પ્રસરી–મૌનનું સામ્રાજ્ય દષ્ટિગોચર થયું. યુવકો અને યૌવનાઓ પોતાની રસિક વાતો અથવા પ્રેમ–આલાપો અને વૃદ્ધ સભાસદો તથા અમલદાર મંડળ પોતાની રાજખટપટની વાતો કરતે કરતે એકદમ સાથેજ ચૂપ થઇ ગયાં. દરેક મનુષ્ય આસપાસ જોવા લાગ્યું; અને એક બીજાને આંખોથી ' આશું થાય છે ? ' એ પૂછવા લાગ્યું.

નવાબ ધીમે ધીમે મધ્યમાં આવી ઉભો. દરેક મનુષ્યની દષ્ટિ ત્હેના ઉપરજ ચ્હોટી રહેલી હતી. કાવતરાંખોરોનાં હૃદયો છાતી ફાડી નાંખે એવા ધબકારા કરવા લાગ્યાં; ત્હેમની મુખમુદ્રા શિથિલ અને શ્વેત થઇ ગઇ.

" બિરાદરો ! ભાઇઓ ! ગભરાશો નહિં, " ત્હેણે કહ્યું, ', આવી અસાધારણ સાવચેતી લેવાને લીધે જરા પણ બ્હીશો નહિ ! આપ સર્વના

આનન્દનો ભંગ કરે એવું તો એમાં કાંઇ છે જ નહિ. દિવાન માણેકચંદ તથા મ્હારા નિમકહલાલ સલાહકારો દયાલસિંહ અને ખ્વાજાખાનનું ખૂન કરનાર તથા જે દુષ્ટના ખંજરનો ભોગ મ્હારો પ્રસિદ્ધ પરોણો સરદાર ખિજરખાન પણ વિના કારણ થઇ પડયો હતો તે ખૂની અબદુલના નામથી તો ત્હમે કોઇ અજાણ્યા છોજ નહિ. આ બદમાસ, જે ખંભાતના દરેક પ્રમાણિક માણસને બદદુવા દેવાનું કારણ થઇ પડયો છે, જેને કાંઇ પણ વસ્તુ પવિત્ર અથવા પાક છેજ નહિ, અને જેણે અત્યારસુધીમાં આખા રાજ્યની સામે ટક્કર લીધા કરી છે તે-દુષ્ટ આ દોખજી સેતાન થોડા વખતમાં ઘણું કરીને ત્હમારી સમક્ષ ઉભો થયેલો ત્હમે જોશો."

સઘળા ( આશ્ચર્યથી )-" અબદુલ ? હેં ખુની અબદુલ ?"

સાહિબખાન-"પોતાની મેળે !"

બહાદુરશાહ-" ના. ખરૂં કહેવડાવો તો પોતાની મેળે તો નહિંજ. પરન્તુ અહમદનગરીફાઝિલખાને ગમે તેમ થાય તો પણ અબદુલને પકડીને અહિં આણવાનું માથે લઇ, રાજ્યની આવી અનુપમ સેવા જીવના જોખમે પણ કરવાનું સ્વીકાર્યું છે."

એક અમીર.—"મ્હનેતો લાગે છે કે એ કામ કરવું એમને બહુજ મુશ્કેલ થઇ પડશે. હું તો ધારૂંછું કે ફાઝિલખાન એ વચન પાળી શકશેજ નહિ."

બીજો અમીર.—"પણ જો તે પોતાનું વચન પાળીજ શકે તો પછી ફાઝિલખાનનો ખંભાત ઉપર એટલો મ્હોટો આભાર થશે કે ત્હેનો બદલો પણ નહિ મળે."

ત્રીજો અમીર.—"ખરે, જો તેમ થાયતો આપણે સઘળા ત્હેમના મહાન ઉપકાર તળે આવવાનાજ; અને એવા મ્હોટા આભારનો બદલો શું વાળવો તે પણ મ્હનેતો જડતો નથી. ખરે ખરે ! આ ત્હેમનું કામ આખા રાજ્યને એક મ્હોટી આફતમાંથી અને વિનાશમાંથી બચાવવાના જેવુંજ છે."

બહાદુરશાહ.—"તે મ્હારું કામ છે-ત્હેમના કામનો બદલો વાળવાને હું તૈયારછું. જો ત્હેમનાથી પોતાનું વચન પાળી શકાય તો ફાઝિલખાન મ્હારી ભત્રિજી સાથે લગ્ન કરવાની માગણી કરે છે; અને હું પણ તે કબુલ રાખવાને તત્પર છું. હા. ગુલબદનજ ત્હેના બદલારૂપ થશે."

સઘળાં મનુષ્યો એક બીજાની સામાં જોવા લાગ્યાં; કેટલાક ખરેખરા આનન્દ અને હૃદયપૂર્ણ આભારથી હર્ષિત થયેલા જણાતા હતા અને કેટલાક ઇર્ષ્યા તથા હરીફાઇની દુઃખદ લાગણીઓથી ન્હીડાયલા દૃષ્ટિગોચર થતા હતા.

રંગીલરામ (ધીમેથી)—"રૂકનુદીન ! આનું શું પરિણામ આવશે તે સમજાય છે ?"

દોલતચંદ—"મ્હારા જીવના સમ ! એ વિચારજ મ્હને તો પીપળાના પાંદડાની પેઠે ધ્રૂજાવ્યાં કરે છે."

રૂકનુદીન (તિરસ્કારથી મ્હોં મલકાવીને) —"ખરેખર ! અબદુલ વળી હાથમાં આવે એવોજ છે તો !"

રહીમખાન—"મહેરબાનો ! ત્હમારામાંથી કોઇ કહી શકે એમ છે કે ત્હેણે અબદુલને નજરો નજર જોયો છે ?" કેટલાક ઉમરાવો. (સાથેજ) "ના, ના. કદી નહિ."

એક અમીર—"અરે, એતો એક જાતના ભૂત જેવો છે; જ્યારે આપણને એની સહુથી થોડી જરૂર હોય છે ત્યારે પ્હેલોજ આવીને ખડો થાય છે."

ગુલબદન—"મ્હેં ત્હેને ફક્ત એક વખત જોયો હતો; પરન્તુ હું તો રાક્ષસને કદી પણ ભૂલી જવાની નથી."

બહાદુર—"અને મ્હારી ત્હેની સાથે થયેલી મુલાકાત તો એટલી બધી મશહુર છે કે મ્હારે એક અક્ષર પણ બોલવાની જરૂર રહેતી નથી."

દોલતચંદ.—"મ્હેં એ દુષ્ટ વિષે અનેક પ્રકારની અને એક એકથી ચ્હડતી—અદ્ભૂત વાતો સાંભળેલી છે; તેથી મ્હારીતો ખાત્રીજ થઇ છે કે એનું રૂપ ધારણ કરીને સેતાનજ દુનિયાંને હેરાન કરવા આવ્યો છે. મ્હારા મત પ્રમાણે એને અહિં—આ સ્ત્રી પુરૂષોના મંડળમાં લાવવો એજ અયોગ્ય છે; કારણકે એ દુષ્ટ આપણાં બધાનાં—દરેકનાં ગળાં એક પછી એક રહેંશી નાંખે એટલો શકિતવાન્ છે; ટુંકામાં એ ખરેખરૂં નિર્દયતાનુંજ પૂતળું છે."

"ભલા ભગવાન !" "ઓ ખુદા !" વગેરે ઉદ્ગાર કેટલાંક સ્ત્રી પુરૂષોનાં કોમળ હૃદયોમાંથી નીકળી ગયા; અને "હેં ! આપણને સર્વને મારી નાંખે ?"—"આપણાં બધાનાં ખૂન કરી શકે ?"—"આ દિવાનખાનામાંજ એવું ક્રૂર કર્મ આદરે ?" વગેરે વગેરે પ્રશ્નો એક પછી એક ઉઠ-

ના લાગ્યા.

રહીમખાન.—"મુખ્ય વાત આટલી છે કે ફાઝિલખાન એને પકડી શકશે કે એ ફાઝિલખાનને? હવે હું તો મ્હોટતેટલીમ્હોટી સરત મારવાને તૈયાર છું કે આપણા અહમદનગરી અમીર સાહેબ કાંઇ પણ કામ કર્યા વિના પાછા આવશે."

એક યુવાન સરદાર.—"અને હું તેથી વિરુદ્ધ એમ કહુંછું કે, જો કોઇ પણ મનુષ્ય અબદુલને પકડવાને યોગ્ય હોય તો તે ફાઝિલખાનજછે. મ્હારું ત્હેની સાથે ઓળખાણ થયું કે તરતજ મ્હેં તો નક્કીજ કરી નાંખ્યું હતું કે કોઇપણ દિવસ તે અહમદનગરી શૂરવીર ખંભાતના ઇતિહાસમાં કાંઇ એવું નામ મૂકી જશે કે જે જગતમાંથી તે ઇતિહાસની સાથેજ નાશ પામશે!"

બીજો સરદાર—"હાજી હું પણ આપની પેઠેજ ધારૂંછું. ફાઝિલખાનને જોઈ મ્હારા મનમાં જે કાંઇ નવીન ઊર્મિ થઇ આવી ત્હેવી મ્હને કોઇ પણ દિવસ થઇજ ન્હોતી."

રહીમખાન—"ચાલો ત્યારે હું સરત મારૂંછું કે અબદુલ મૃત્યુ પ્હેલાં પકડાય તો મ્હારે હજાર દિનાર આપવા."

એક અમીર—"કબુલ! હું કહું છું કે ફાઝિલખાન ત્હેને ન પકડી શકે તો હજાર દિનાર—"

બહાદુરશાહ—"અને જીવતો અથવા મુવેલો આપણે સ્વાધીન ન કરી શકે તો."

રહીમખાન—"મહેરબાન સાહેબો! આ સરત ત્હમે જોઇ છે, અમીર કમાલુદ્દીન! આ મ્હારો હાથ—હજાર દિનાર, જો જો હો.!"

કમાલુદ્દીન—"કબુલ."

રહીમખાન. (હસતે મ્હોંયે)—"અમીર સાહેબ! ત્હમારા હજાર દિનારને માટે ઘણો આભારી થયોછું. હવે તો સમજીંછું. ખરેખર! ફાઝિલખાન એક હુંશિયાર અને ચાલાક યુવાન છે. ત્હેની ના નહિ; તો પણ હું તો ત્હેને પોતાની જાતની સલામતી વિચારવાની તથા પોતાની સંભાળ લેવાની સલાહ આપત; કારણ કે મ્હારા ધારવા પ્રમાણે અબદુલને પણ એકાદ બે યુક્તિઓ આવડે છે, નથી આવડતી એમ નહિ."

સાહિબખાન.—"આપ નામદારને પુછવાની રજા લઉં છું કે, ફા-

ઝિલખાનની સાથે સિપાઇઓ મોકલેલા છે કે નહિ."

બહાદુરશાહ.—"ના. તે એકલાજ છે. અને તે ખૂનીની તપાસ કરવાને ગયે હેમને લગભગ ચોવીસ કલાક થઇ જવા આવ્યા છે."

સાહિબખાન (રહીમખાનની તરફ) ફત્તેહ—"અમીરસાહેબ! હમને હમારા હજાર દિનાર માટે ખુશબખ્તી ઇચ્છુ છું;

રહીમખાન. (નમ્રતા પૂર્વક માથું નમાવીને)—"આપ નામવરની આશીષ છે તો તે સફળ થયા વિના રહેશેજ નહિ; હવે જરા પણ ફિકર રહી નથી."

દોલતચંદ—"હવે મ્હારો જીવ જરા જરા ઠેકાણે આવવા લાગ્યો; ચાલો ત્યારે ઠીક! છેવટ શું થાય છે તે જોઇએ."

ફાઝિલખાનને પોતાના અવિચાર સાહસમાં ઉતર્યે તેવીસ કલાક થઈ ગયા હતા, ચોવીસમો કલાક પણ પૂરો થવા આવ્યો, છતાં ફાઝિલખાન આવી શક્યો ન્હોતો.

---

## પ્રકરણ ૫ મું.

### પાંચ વાગે છે.

નવાબ ચિન્તાતુર થતો ગયો; કમાલુદ્દીન પોતાના હજાર દિનાર માટે મનમાં ગભરાવા લાગ્યો; અને કાવતરાંખોરો પોતાની ફત્તેહની ખાત્રીને લીધે પોતાનું તિરસ્કારસૂચક હસવું પણ ભાગ્યેજ ખાળી શકતા હતા; એવામાં રહીમખાને ગંભીર મુખાકૃતિથી કહ્યું "જો અબદુલ પકડાઇને રાજ્યની સલામતી નિશ્ચિત થાય તો, એક તો શું પણ એવા એવા વીસહજાર દિનાર ખોવાને પણ તત્પર છું."

"સાંભળો!" ગુલબદન બોલી ઉઠી, "પાંચ વાગે છે." મિનારા ઉપરથી એક પછી એક એમ પાંચ તીવ્ર ઘંટનાદ થયા, અને તે ગણુતે ગણુતે પણ પ્રત્યેક હૃદય ધડકવા લાગ્યું. જો બદુરાએ ટેકો ન દીધો હોત તો ગુલબદન તો નક્કીજ પડી ગયા વિના રહેત નહિ, એવી ત્હેના હૃદયના જીવનની—શરીરની સ્થિતિ થઇ ગઈ હતી. ઠરાવેલો વખત વહી ગયો, અને હજુ પણ ફાઝિલખાન આવ્યો ન્હોતો.

વૃદ્ધ બહાદુરશાહના મનમાં ફાઝિલખાનના પ્રતિ ખરેખરો નિઃસ્વાર્થ

પ્રેમ ઉત્પન્ન થયેલો હતો; અને તેથી અબ્દુલની કટારીએ ફાવી જઈ પોતાનું કાળુ કર્યું હોય તો કેટલો વિનાશ ઉત્પન્ન થવાનો સંભવ હતો—ફાઝિલખાનના જેવા લાયક જુવાનની ખોટ કેવી રીતે પુરી પડવાની–રાજ્યની અને ગુલબદનની સ્થિતિ શી થવાની...તથા અબ્દુલરૂપી વાઘને જેર કરનાર એકજ માણસ હતો તે પણ ગયો તો પછી તે ફાટીને કેટલો ત્રાસ આપવાનો—એ સર્વે ક્ષણેકપર્યંત હેના મગજમાં ઘૂમ્યા કર્યું. ગુલબદને પોતાના કાકાની સાથે વાત કરવાને થોડાંક ડગલાં ભર્યાં; પરન્તુ ચિન્તા અને હ્રદય કંપથી હેનું મ્હોં બિડાઇ ગયું—જીભ બંધ થઈ ગઇ અને અશ્રુવેગે નેત્રપ્રદેશનો ત્યાગ કરી સ્વચ્છંદ ગતિ કરવા માંડી. હેણે કેટલોક વખત તો હ્રદયની ઊર્મિઓને દાબી રાખી, પરન્તુ હવે તે વાત હેના હાથમાં રહી નહિ અને હેનાથી એક બેઠક ઉપર બેશી જવાયું—ઉભાં રૂહેવાયુંજ નહિ. હેણે બેઠે બેઠે ઇશ્વર સ્તુતિ કરવા માંડી, અને હ્રદયના ઊંડામાં ઊંડા પ્રદેશોમાંથી પણ ફાઝિલખાનની મદદ અને હેનો બચાવ કરવાની ઇશ્વર પ્રત્યેની પ્રાર્થનાઓ આશાની પાંખો ઉપર બેશી સ્વર્ગપ્રત્યે જવા લાગી.

બાકીનું બધું મંડળ જૂદાં જૂદાં ટોળાં અગર ન્હાની ન્હાની ટોળીઓમાં વ્હેંચાઇ ગયું અને ગભરાયલા દેખાવથી દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગ્યું. તેઓ સર્વ આનન્દી અને બેદરકાર દેખાવાને તો ઘણોયે પ્રયત્ન કરતા હતા, પરન્તુ હેમનાથી તેમ થવાતુંજ ન્હોતું; અરે આ પ્રમાણે બીજો એક કલાક વહી ગયો, છતાં ફાઝિલખાન આવ્યો નહિ.

આ વખતે સ્હાંજનો સૂર્ય તોફાની વાદળાંનું આચ્છાદન તોડી નાંખીને પોતાનાં મનસ્કાન્ત કિરણો તથા અસ્તપામતી ભવ્ય સુન્દરતાનો પ્રકાશ ગુલબદનમુખાકૃતિરૂપી ગુલાબ ઉપર નાંખી શકયો; તેથી કાંઇક ઉન્નત ભાવનાએ હેના હ્રદયને વિકસિત કર્યું અને જાગૃતથઇ. અર્દ્ધી સુતેલી સ્થિતિમાંથી એકદમ બેઠી થઇ ગઇ. હેણે તે દેદીપ્યમાન, પ્રકાશિત, દિવ્ય ગોળા તરફ સહર્ષ દૃષ્ટિ નાંખી અને તે હ્રદયમાં બોલી, "ઇશ્વર કરુણાવત્સલ છે; અને તે મ્હારા ઉપર કૃપા કરશે–મ્હારા ઉપર માયાળુ થશે?"

રહીમખાન.—" ફાઝિલખાન અબ્દુલને પાંચ વાગે પકડી લાવવાના હતા ? અત્યારે તો હેના ઉપર પણ એક કલાક વીતી ગયો છે. "

સરદાર કમાલુદ્દીન.—" એને ફકત પકડી લાવવા હોની, પછી ગ-

મે તેટલી વાર થાય ત્હેની કાંઈ ફિકર નહિ. ”

બહાદુરશાહ .—“ સાંભળો સાંભળો ! ચૂપ રહો મ્હારા ધારવા પ્રમાણે કાંઇ અવાજ સંભળાય છે ત્હમને કાંઇ લાગે છે ? ”

આશબ્દો બોલાવાને વાર તો લાગી નહિ, એટલામાં તો દ્વાર ખોલી નાંખવામાં આવ્યાં અને એક મોટો કાળો ઝબ્બો ઓઢીને ફાઝિલખાન અંદર દોડી આવ્યો; ત્હેના વાળની લટો હવામાં આમ તેમ ઉડયા કરતી હતી; અને થોડાવખતઉપર પડેલા વરસાદને લીધે ભીંજાયલી ત્હેની મુખાકૃતિની ફિક્કાશ શ્યામરૂપ ધારણ કરી રહી હતી, ત્હેના ચ્હેરાઉપર અસંત શોકોદ્વેગનાં ચિહ્ન કોરાયલાં દૃષ્ટિ ગોચર થતાં હતાં; અને ત્હેની આસપાસ એકઠા થયેલા અધિકારી મંડળને ત્હેણે સલામ કરી સ્મિતમાં ચિન્તાશીલતાનું સામ્રાજ્ય જણાયાજ કરતું હતું.

દરેક મનુષ્યે ત્હેને વીંટી લીધો દરેક ચક્ષુદ્દષ્ટ ત્હેની તરફ વળ્યું, હરેક મુખ ત્હેને પ્રશ્નો કરવાને તત્પર થઇ રહ્યું.

“ માતાજીના સમ ? દોલતચંદ બોલી ઉઠયો. ” મ્હને તો ધાસ્તી લાગે છે કે—“

“માનનીય ખંભાતી ગૃહસ્થો !” આપ્રમાણે બોલી ફાઝિલખાને એક વીરનરની છટાથી બોલવાનું શરૂ કરી મૌનનો ત્યાગ કરાવ્યો,—“હું ધારૂંછું કે નામદાર નવાબસાહેબે આપને અહિં એકઠા કરવાનુ કારણતો જણાવેલુંજ હશે. હું આપ સર્વની ફિકર દૂર કરવાને—સઘળી ચિન્તાઓનો અન્ત આણવાને આવેલોછું; પરન્તુ પ્રથમતો, મહાન્ બહાદુરશાહ ! મ્હારી ફરીથી ખાત્રી થવી જોઇએ કે, જો હુ ખૂની અબ્દુલને ત્હમારા હાથમાં સોપુંતો દિવની શાહજાદી ગુલબદન બેગમનું લગ્ન મ્હારી સાથે કરવાની સંમતી ત્હમે આપોછો?”

બહાદુરશાહ—(અતિચિન્તાગ્રસ્ત ચ્હેરાથી ત્હેની મુખકૃતિ તપાસતાં)–ફાઝિલખાન ! ત્હમે ફત્તેહમંદ થયા છો ? અબદુલને કેદ કરી શકયા છો?”

ફાઝિલખાંન.—“જો અબદુલ મ્હારો કેદી હોયતો ગુલબદન મ્હને મળશે ?”

બહાદુરશાહ.—અબદુલને જીવતો અગર મુવેલો મ્હારી પાસે પકડી લાવો અને તે ત્હમારીજ છે. તે બાબતના હું પવિત્ર કુરાનના સોગન લઇ કહુંછું; અને ત્હેની પ્હેરામણી પણ કીમતીજ થશે.”

ફાઝિલખાન.—"માનવંતા ખંભાતીઓ! તમે સઘળાએ નવાબ સાહેબનું વચન સાંભળ્યું?"

સઘળા.—"હા. અમે ત્હેમના સાક્ષી છીએ."

ફાઝિલખાન. (થોડાં પગલાં આગળ આવીને અને સ્પષ્ટ રીતે)—"ઠીક, ત્યારે, અબ્દુલ મ્હારી સત્તામાં છે, તમારી સત્તામાં પણ છે."

સઘળા. (ગભરાટ અને બૂમાબૂમમાં)—"અમારી સત્તામાં? ખુદા ખેર કરો! તે કયાં છે? અબ્દુલ?"

બહાદુરશાહ.—"તે જીવે છે કે મૃત્યુ પામ્યો છે?"

ફાઝિલખાન.—"હા. હજુ સુધીતો તે જીવે છે."

સાહિબખાન. (અધીરાઇથી)—"હેં! તે જીવે છે?"

ફાઝિલખાન. (તે મુલ્લાંને નમ્રતા પૂર્વક સલામ કરી)—"હાજી; તે જીવે છે."

ગુલબદન. (બદુરાને છાતી સરસી ચાંપી)—"સાંભળ્યું, બદુરા! તે બદમાશ હજી જીવેછે; અને ફાઝિલના મૃદુ હસ્તને એક લોહીનું ટીપું પણ અડયું નથી."

કમાલુદ્દીન.—"ત્યારેતો રહીમખાન! હું ત્હમારી પાસેથી એક હજારદિનાર જીત્યો!"

રહીમખાન—"હા. મ્હને પણ એમજ લાગે છે."

બહાદુરશાહ—"મ્હારા બચ્ચા! ત્હેં આજ ખંભાતના આખા રાજ્ય ઉપર એટલો મ્હોટો ઉપકાર કર્યો છે કે તે હમ્મેશને માટે ત્હારૂં આભારી થયું છે."

કમાલુદ્દીન—"અને ઉમરાવ અહમદનગરી! રાજ્યસભાની તરફથી આપના આ મહા કાર્યને માટે આપનો આભાર માનવાની હું રજા લઉં છું; આપના આ મ્હોટા પ્રયાસનો કાંઇક પણ યોગ્ય બદલો આપવો એ હવે રાજ્યસભાનું પ્હેલુંજ કામ થશે."

ફાઝિલખાન. (ગુલબદન તરફ હાથ કરીને, ચિન્તાશીલ ચ્હેરે) 'રે- મ્હારી મ્હોટામાં મ્હોટી ઇચ્છાનો બદલો આ રહ્યો. આ ઇનામનીજ મ્હારા મનમાં આશા છે."

બહાદુરશાહ, (સહર્ષ)—" અને એ ઇનામ ત્હમારુંજ છે પણ પેલા લોહીના તરસ્યા રાક્ષસને ત્હમે કયાં રાખ્યો છે? મ્હારા યુવાન મિત્ર!

એને અહિં લઇ આવો અને મ્હને ફરીથી એકવાર ત્હેના સામે જોવા દો, મ્હેં ત્હેને છેલ્લો જોયો તે વખત ત્હેણે એ પરવાઇથી કહ્યું હતું "નવાબ ? હું ત્હારો બરોબરીઓ છું. આ ન્હાના ઓરડામાં ખ્યાલના બે મ્હોટામાં મ્હોટા માણસો ઉભા છે." હવે એને પકડી લાવો એટલે જરા જોઇ લઇએ કે એ બીજો મ્હોટો માણસ પોતાની કેદમાં કેવો દેખાય છે"

બે ચણ અમીરો—. "એ ક્યાં છે? એને અહિં પકડી મંગાવો"

કેટલીક સુન્દરીઓ આ સાંભળતાંજ ચીસ પાડી ઉઠી, "ખુદાને ખાતર એ રાક્ષસને અહિંથી કોઇ દૂર ઠેકાણે લઇ જાઓ; એ જો અહિં આવ્યો તો અમારી તો 'શુધસાન' બધુંયે જતું રહેશે."

"ઉમરાવ બાનુઓ !" ફાઝિલખાને હર્ષ કરતાં શોકનું વધારે સ્મરણ કરાવતું સ્મિત કરતાં કહ્યું, "તમારે કોઇપણ પ્રકારની ધાસ્તી રાખવાનું કારણ નથી. અબદુલ તમને કાંઇપણ ઇજા કરશે નહિ; પરન્તુ એ તો અહિં આવે છે તે પણ 'ખૂનીની દિલદાર' ની માગણી કરવાનેજ માટે છે." અને ત્હેણે ગુલબદન તરફ આંગળી કરી.

"ખરેખર, ફાઝિલખાન !" ગુલબદને હસતે મ્હોંયે કહ્યું, "ત્હારી આ બધી ફિકર ચિન્તાઓ દૂર કરવાને માટે હું તમારો ખરેખરો આભાર કેવી રીતે માની શકીશ ? હવે હું અબદુલના નામથી કદી પણ ગુભરાવાની નથી. ગુલબદન હવેથી 'ખૂનીની દિલદાર' કહેવાવાની નથી."

રંગીલરામ.—"શું અબદુલ આ મહેલમાં છે?"

ફાઝિલખાન.—"હા. તે અહિંજ છે."

કમાલુદ્દિન.—"ત્યારે તમે એને એકદમ અહિં કેમ આણતા નથી ? આમને આમ અમારી બધાની જિજ્ઞાસા ક્યાં સુધી ઉશ્કેર્યાંજ કરવી છે ?"

ફાઝિલખાન.—"જરા ધીરજ રાખો; શાન્ત થાઓ ! હવે જ ખરેખરો વખત આવ્યો છે તો. મહાન્ બહાદુરશાહ ! આપ આપના તખ્ત ઉપર બિરાજો. અને સર્વ અમીર ઉમરાવો તથા ગૃહસ્થો અને અમીર જાદીઓ તથા બાનુઓને આપની આસપાસ બેશી જવા દો. અબદુલ આવે છે !"

આ શબ્દો સાંભળી વૃદ્ધ અને યુવાન, સ્ત્રી અને પુરુષો, એકદમ નીજળીની ત્વરાથી બહાદુરશાહની પાછળ, ત્હેનો આશ્રય લેવા ન્હાસતાં ન

તેમ એમ બધાંને જતાં રહ્યાં. દરેક જણ આતુરતાથી પૂછતું હતું: ખુ-
દ પેલા આપણા કાવતરાંખોરોએ પેલા અબદુલના આગમનની વાટ જો-
તાં, ખરેખર મનમાં જાણે નર્કની પીડાઓ ભોગવતા હોયની, એવું કંઇ
સહન કર્યું હતું.

આ લૂંટારાઓના સરદાર ઉપર ઠરાવ પસાર કરવાને બેઠેલા ગંભીર અને શાન્ત ન્યાયાધીશના જેવોજ બહાદુરશાહ લાગતો હતો. અને પ્રેક્ષક ત્હેણે આમંત્રણ કરી એકઠા કરેલા ખંભાતના મહાજનો તથા સનારીઓ ન્હાની મ્હોટી ટોળીઓમાં ત્હેના છેલ્લા હુકમની રાહ જોતાં ઉભેલાં અગર બેઠેલાં હતાં. ખુબસુરત ગુલબદન પોતાના દિવ્ય પ્રેમના હૃદયવિલાસમાં, પોતાની દિવ્ય નિર્મળતાને લીધે કોઇપણ પ્રકારની મનમાં ધાસ્તી-ભીતિ નહિ હોવાથી, બહુરાના ખભા ઉપર માથું મુકી વિશ્રાન્ત થયેલી હતી અને અનિમેષ દૃષ્ટિથી પોતાના પ્રિયતમને સપ્રેમ નિહાળી રહી હતી. કાવતરાંખોર મંડળ 'બાધા ચકલા' જેવી આંખો અને ફિક્કી પડી ગયેલી મુખાકૃતિથી છેક છેલ્લું પાછળ ઉભું રહ્યું હતું અને આખા દિવાનખાનામાં એક એવી ભયંકર ચુપકીદી ફેલાઇ, કે જેનો ભંગ શ્વાસોશ્વાસના અવાજથી પણ ભાગ્યેજ થતો હતો.

" હવે ત્યારે, " ફાઝિલખાને કહ્યું, " જાગૃત થાઓ, કારણ આ ભયાનક અબદુલ હવે ત્હમારી સમક્ષ ખડો થાય છે. પણ બ્હીશો નહીં કારણ તે કોઇને જરા પણ ઇજા કરશે નહિ.

"અબ્દુલ !" ત્હેણે આખરે દ્વારતરફ હાથ કરી માથું ઉંચું કરી બૂમ પાડી. આ વખત જેમણે તે સાંભળી તે સર્વનાં રૂંવે રૂંવાં ઉભાં થઇ ગયાં અને ત્હેમને કંપારો પણ વછૂટયો; ગુલબદને ફાઝિલખાનની તરફ જવાને થોડાંક ડગલાં આગળ ભર્યા. ત્હેને પોતાના કરતાં ફાઝિલખાનની સલામતી માટે વધારે ધાસ્તી હતી.

" અબ્દુલ ! " તે અહમદનગરીએ બીજી બૂમ ગુસ્સાથી મ્હોટા ઘાંટા ફહાડી પાડી પોતાનો ઝબ્બો ફેંકી દીધો, માથા ઉપરની ટોપી, ઉતારી નાખી અને બારણું ઉઘાડવાને જેવો જાય છે એવામાં ગુલબદન બ્હીકની મારી એક ચીસ પાડી ઉઠી.

" ઉભા રહો. ફાઝિલખાન !" તે ત્હેની તરફ ધસી જઇ બોલી ઉઠી, અને—આ હા ! ફાઝિલખાનતો ક્યારનોયે અદૃશ્ય થઇ ગયો હતો પરન્તુ

ત્હેની જોડે ત્હેને મારે અબ્દુલ હતો હતો બૂમ પાડતો હતો,—
"ઓ હો !"

---

## પ્રકરણ ૬ ઠું.

### ભૂત.

તરતજ આખા દિવાનખાનામાં એક ભયની કારમી ચીસ સંભળાઇ અને ગુલબદન શબતુલ્ય થઇ તે ખૂનીના પગ આગળ પડી; કાવતરાખોર ખુસ્રો, ભીતિ અને આશ્ચર્યથી ગભરાઇ જઇ એક અક્ષર પણ ઉચ્ચારી શક્યા નહિ; સભાસદો પૂતળાંની પેઠે સ્થિર થઇ પોતપોતાની જગોએ મ્હોટી સભા હોયની એમ ઉભા થઇ રહ્યા; અને નવાબ તો પોતે સ્વપ્નમાં છે કે જાગૃતિમાં, તે વિષેના વિચારમાં લીન થઇ ગયો.

ત્હેમની સમક્ષ પોતાની વિચિત્ર અને ભીષણ વિરુપતાના ભભકામાં તે ખૂની શાન્ત અને ભયંકર ઉભેલો હતો; ત્હેણે પોતાનો હમ્મેશાંનો પોષાક પ્હેરેલો હતો; ત્હેના કમ્મરબંધમાં તલવાર, પિસ્તોલ તથા ખંજર અને કટાર વગેરે સંહારક શસ્ત્રોનો સારો જથ્થો ગોઠવાયલો હતો. ત્હેનો બદસીકલ, બ્હીયામણો ચ્હેરો, ઘનસ્યામ વાળથી લચીપડતી ભમરો, કદરૂપા હોઠ, પાટાથી ઢંકાયલી એક આંખ, અને મુખ ઉપરની કરચોલીઓમાં છુપાયલી બીજી આંખ, એ સર્વ કંપારી અને થથરાટ વછૂટાવે એવું ભયાનક હતું. ત્હેણે કેટલીક મિનિટ સુધી આમતેમ આસપાસ જોયું, પછી તે દિઙ્મૂઢ થઇ ગયેલા બહાદુર શાહનીપાસે ગયો.

"ઓ ! હો !" તે મેઘગર્જનના જેવા અવાજથી બોલી ઉઠયો, "ત્હમારે ખૂની અબ્દુલને જોવો છે ? ખંભાતના નવાબ ! તે અહિં ત્હારી સમક્ષ ઉભો છે અને તે અહિં પોતાની દિલદાર ઉપર દાવો કરવાને આવ્યો છે.

બદસિકલ મનુષ્યમાં પણ અતિ વિરુપતાને માટે નમૂનાલાયક, આ મહાભૈરવ આકૃતિ તરફ જોઇજ રહ્યો અને આખરે ઘણીજ મુશ્કેલીથી ઉચ્ચારી શક્યો કે, "આ સત્યતો નહિજ હોય, ખરેખર મ્હનેતો આ બધું સ્વપ્ન—ભ્રમણામયજ લાગે છે."

"શાબુ છે બ્હાર !—ફેરંગીરો ! મુલ્લાં સાહિબખાન બોલી ઉઠયો

અને બારણાં ઉઘાડવાને તે તરફ વળ્યો; પરન્તુ એટલામાં અબદુલે ત્હેમના ઉપર પોતાની પીઠથી અઢીંગી, કમ્મર બંધમાંથી એક પિસ્તોલ કહાડી અને તે સુલ્તાની તરફ તાકી.

તે બોલી ઉઠયો, " જે પ્હેરેગીરોને બોલાવશે અથવા પોતે જ્યાં ઉભો છે ત્યાંથી એક પગલું પણ ખસશે ત્હેનું તો આવીજ બન્યું સમજજો !—મૂર્ખાઓ ! જો ત્હમારા પ્હેરેગીરોનાં હથિયારની મ્હને ધાસ્તી લાગતી હોત, અથવા ત્હમારી પાસેથી હું ન્હાશી જવા માગતો હોત, તો આ બારણાંની આસપાસ પ્હેરેગીરોની ચોકીમાં આવીને ત્હમારી પાસે ઉભો રહ્યો હોત ! ના; હું ત્હમારો કેદી થવાને ખુશી છું, પરંતુ તે ફરજ પડયાથી નહિ ! હું તમારો કેદી થવાને ખુશી છું,અને એટલાજ સારૂં હું અહિં આવ્યો છું. કોઇ પણ માણસને અબદુલને પકડવાની કીર્તિ મળી શકવાનીજ નથી. જો ન્યાયને ખાતર જરૂરજ હોય કે ત્હેણે આવીને શરણ થવું, તો ત્હેને યોગ્ય લાગતાં તે પોતેજ તેમ કરવાને તૈયાર છે. શું ત્હમે અબદુલને કોઇ હલકો ખૂની ધારો છો, જે સિપાઇઓથી સંતાવામાં અને લૂંટને ખાતર ખૂન કરવામાં માન સમજેછે ? ના. ના. ખુદા ના ના ! અબદુલ એવો સાધારણ ખૂની નથીજ. એમ ખરૂં છે કે હું ખૂની હતો, પરન્તુ મ્હને તેમ થવાને ઉશ્કેરનાર કારણો પણ બહુજ સમર્થ હતાં."

બહાદુરશાહ (પોતાના બંને હાથ એક બીજા સાથે ઘશીને)–" પરવરદિગાર ! મ્હોટા પેગંબર ! આ સઘળું ખરેખરૂં બને છે ! "

આખા દિવાનખાનામાં ફરીથી ભીષણ મૌન પ્રસર્યું, આખા ઓરડામાં નર્કના મહારાજાધિરાજના જેટલાજ ગર્વ અને રોફથી આમતેમ ફરતા આ-ભયાનક ખૂનીનો અવાજ સાંભળીને સર્વને ખરેખરો કંપારો વછૂટયો.

ગુલબદને પોતાની આંખો ઉઘાડી; ત્હેની પ્રથમજ દૃષ્ટિ ખૂની ઉપર પડી.

" ઓ ખુદા ! માફ કર," તે બોલી ઉઠી, " એ હજી અહિંજ ઉભો છે. મ્હારા મનમાં તો હતું કે ફાઝિલ—ના. ના. પણ એ ખરૂં નહિ હોય ! આતો કાંઇ જાદુનો ચમત્કાર લાગે છે."

અબદુલ ત્હેની પાસે ગયો અને ત્હેનો હાથ પોતાના હાથમાં લેવાનો ત્હેણે પ્રયત્ન કર્યો. પરન્તુ તે ત્હેના કરસ્પર્શ હોવાથી ભડકીને દૂર ખશી ગઇ.

"ના. ગુલબદન !" તે ખૂનીએ બદલાયલા અવાજથી કહ્યું, ત્હે બોલ્યું ત્હેમાં કાંઇ પણ ખોટું ન્હોતું; ત્હારો કૃપાપાત્ર ફાઝિલ, ખૂની અબદુ-

જ સિવાય બીજાને કોઇજ નથી."

"એ જૂઠું છે!" ગુલબદન વચમાંજ બોલી ઉઠી, અને અબ્દુલની છાતી ઉપર માથું નાંખી કહ્યું. "દુષ્ટ ! તું ફાઝિલ થઇ શકેજ નહિ ! આ-વો રાક્ષસ કોઇ પણ દિવસ ફિરસ્તો હોઇ શકેજ નહિ ! ફાઝિલનાં સઘળાં કામ દેવતાઓના જેવાંજ પાક અને ઉમરાવ હતાં, અને ત્હેના દાખલાથી તો મ્હને પણ કેટલો બધો ફાયદો થયો છે ? ત્હેનું હૃદય દુનિયાના સર્વ હલકા મનોવિકારથી દૂર રહેતું અને સઘળાં મહાકૃત્યોના સેવનમાંજ તત્પર હતું. વ્યથિત થતા સદ્‌ગુણની સહાય માટે અને દુઃખ પામતી નિર્દોષતાનાં આંસુ લોહી નાંખવાને તે કદી પણ કષ્ટ અને હેરાનગતી ભોગવવાને પણ આનાકાની કરતો નહિ—અરે, એમાંતો ત્હેની મ્હોટાઇમાં મ્હોટી ફતેહજ હતી ! ફાઝિલ અને તું—! દુષ્ટ ! ખુદાઇ તખ્ત આગળ, પૃથ્વી ઉપર ત્હારાથી ચાલેલી લોહીની નદીઓનું દરેકે દરેક ટીપું, ત્હારી સામે ઇન્સાફ માગે છે તે તું—ફાઝિલનું નામ નાપાક કરવાની હિમ્મતજ કેમ ધરી શકે છે !"

અબદુલ. (ગર્વ અને આતુરતાથી)—"ગુલબદન ! તું પણ મ્હને ત્યજી દઇશ ! તું ત્હારું વચન તોડીશ ? જો, ગુલબદન ! ત્હારી ખાત્રી કર; હું ખૂની, અને ત્હારો ફાઝિલ એ બંને એકજ છીએ."

આમ કહીને તરતજ ત્હેણે પોતાથી આંખ ઉપરનો પાટો કહાડી નાંખ્યો, અને હાથમાંનો રૂમાલ બે ત્રણ વખત મ્હોં ઉપર ફેરવ્યો. એકાદ ક્ષણમાં ત્હેનો ચ્હેરો બદલાઇ ગયો, ત્હેના વાળના ગુચ્છાવાળી બમ્મરો ઉડી ગઇ અને ત્હેના કાળા સીધા વાળ અદૃશ્ય થઇ ગયા; ત્હેની મુખાકૃતિ પાછી પોતાનું સ્વાભાવિક સ્વરૂપ પામી, અને—અરે, જુવો ! મનોહર ફાંકડો ફાઝિલખાન પાછો ખૂની અબદુલનાં વસ્ત્ર તથા શસ્ત્ર ધારણ કરીને ઉભો રહેલો જણાયો.

અબદુલ—"જો, ગુલબદન ! બરોબર—લક્ષપૂર્વક તપાસ રાખજે; ત્હારીજ અને આ સર્વ સમાજની આગળ સાતવાર ફરીફરીને મ્હારો ચ્હેરો બદલી નાંખીશ અને તેમાં પણ ફેરફાર એટલો તો આબેહૂબ થશે કે ગમે તેમ કરે તોપણ ત્હારાથી અગર કોઇથી પણ સમજી શકાશે નહિ. પરન્તુ હું ગમે ત્હેવી રીતે બદલાઉં તોપણ એક વાતતો નક્કીજ છે; અને તે એ છે કે, જેને ફાઝિલતરીકે તું ચ્હાતી હતી તે માણસ હુંજ છું."

નવાબ પોતાના મસ્નદમાંથી રજ પણ ખસ્યા સિવાય આમતેમ જોયાજ કરતો હતો અને "ભયંકર! ભયંકર!" એ શબ્દો વારંવાર હેના મ્હોંમાંથી નીકળતા તથા હેના બંને હાથ એક બીજાની સાથે તે મસળતો હતો. અબદુલ ગુલબદનની પાસે આવ્યો અને યાચના કરતો હોય તેમ દીનવાણીથી હેણે કહ્યું, "ગુલબદન! તું હારૂંજ આપેલું વચન તોડીશ? હું હને હવે પ્રિય નથી?"

ગુલબદન જવાબમાં એક અક્ષર પણ ઉચ્ચારી શકી નહિ; તે પોતાની અનિમેષ દૃષ્ટિ તે ખૂની ઉપર સ્થાપીને પૂતળા જેવીજ બની બેઠેલી દેખાઇ.

અબદુલે હેનો શીત કર હાથમાં લીધો, અને તે પોતાના હોઠ સામે દાબ્યો.

"ગુલબદન!" હેણે પુછ્યું, "તું હવે મ્હને ચ્હાતી નથી!"

ગુલબદન.—"ફાઝિલ! ફાઝિલ!—જો મેં હને કોઇ પણ દિવસ દીઠોજ ન હોત—હને ચ્હાયોજ ન હોત, તો કેવું સારૂં થાત!"

અબદુલ.—"ગુલબદન! હવે તું ફાઝિલને પ્રિય નહિ ગણે!—ખૂનીની હિસ્સેદાર નહિ થાય!"

ગુલબદનના હૃદયજીવનમાં પ્રેમ અને જુગુપ્સા વચ્ચે વિરોધ થાયો; અને એ પણ દુઃખદજ હતો.

અબદુલ.—"ગુલબદન! સાંભળ; હારેજ માટે હું બ્હાર પડ્યો—હારેજ માટે હું ન્યાયને શરણ થયો છું. કારણ, અરે ખુદા! હું ગુલબદનને શું શું ન કરૂં! ગુલબદન! ગુલબદન! હું બસ હારા મ્હોંમાંથી એકજ શબ્દ સાંભળવાને ઉત્સુક છું. ફક્ત 'હા' કહે અગર 'ના' કહે, અને આ સર્વેનો અંત આવશે; ગુલબદન! તું મ્હને હજી ચ્હાય છે?"

હજી હેણે પ્રત્યુત્તર દીધો નહિ; પરન્તુ હેણે એક પ્રેમની ઊંડામાં ઉંડી લાગણીની, ફિરસ્તાઓ અને દેવીઓમાંજ જાણીતી એવી, એકજ નિર્મળ, મૃદુ અને દિવ્ય દૃષ્ટિ હેના તરફ નાંખી; આ દૃષ્ટિએ એ સિદ્ધ કર્યું કે હજી પણ એ દુરાત્મા હેના હૃદયનો મુખ્તીયાર હતો. ગુલબદન ત્યાંથી અર્ધી બબડતાં-જતાં જતાં અબદુલના હાથમાં ઝીલાઇ રહી અને હેની છાતીમાં માથું નાંખી દઇ, "ફાઝિલ! ફાઝિલ આ પ્રમાણે મ્હને દુઃખ દેવાને માટે ઇશ્વર હને માફ કરો!"—

નવાબ અત્યારસુધીમાં પોતાની અર્દ્ધનિદ્રિત અવસ્થામાંથી સંપૂર્ણ રીતે જાગ્રત થઇ ગયો હતો. તે એકદમ પોતાના સિંહાસન ઉપરથી કુદી ઉઠયો, આંખોમાંથી અગ્નિ ઝરાવા લાગ્યો, અને શરીર ક્રોધથી ધ્રુજવા લાગ્યું, તે એકદમ તલવાર ખેંચી અબદુલ ઉપર ધસ્યો પરન્તુ દરબારીઓએ વચમાં પડી ત્હેને પકડી રાખ્યો અને શાન્ત થવાની સલાહો ચોતરફથી ત્હેને કાને પડવા લાગી. અને અબદુલ પણ અતિશય શાન્તિના દેખાવ—બહુઅક્ષોભ વાળી મુખાકૃતિથી અને ઉસેકથી ધીમે ધીમે ત્હેના તરફ વળ્યો.

" ખંભાતના નવાબ ! " ત્હેણે કહ્યું, " તું ત્હારું આપેલું વચન પાળીશ કે નહિ ? મ્હને આપ્યું હતું ત્હેનાં આ સર્વ ગૃહસ્થો અને બાનુઓ સાક્ષી છે. "

બહાદુરશાહ,—"હરામજાદા! ગુલામ ! ત્હેં કેવી કેવી રીતની યુક્તિઓ મ્હને ફસાવવાને કરી હતી ? ક્હો ખંભાતીઓ ! હું આવા લ્હેણદારનું લ્હેણું ચૂકવવાને બંધાયલો છું ? લાંબો વખત થયાં તે આવો હરામખોરીનો ખૂની બાગ ભજવ્યાં કરે છે; આપણા મ્હોટામાં મ્હોટા અમીરોનું ત્હેના ખંજરે લોહી પીધું છે; અને ત્હેના ખૂનની—કીમ્મત ત્હેને જે મળી છે તે ખંભાતમાં અમીરી ઠાઠમાં રહેવાને ખર્ચે જાય છે. મ્હારી પાસે તે અમીરનો વેશ ધારણ કરીને આવે છે, મ્હારી કમનશીબ ગુલબદનને પટાવી ફોસલાવીને ત્હેનું મન પોતાનામાં પરોવરાવે છે, લુચ્ચાઈ કરીને મ્હારી પાસેથી વચન મેળવે છે, અને હવે નવાબનો જમાઇ થવાથી પોતાના પૂર્વના સર્વગુન્હાઓની માફી મળશે એ આશાથી મ્હારી ભત્રીજી સાથે લગ્ન કરવાની માગણીની હિમ્મત ધરે છે. બોલો ખંભાતીઓ ! આ દુષ્ટને આપેલું વચન મ્હારે પાળવું ? "

સઘળા દરબારીઓ, અમીરો તથા સરદારો. ( સાથેજ )—" ના. ના. કદીજ નહિ. "

અબદુલ ( ગંભીરતાથી )—" જો ત્હમે એકવાર ખુદ સેતાનની સાથે કરાર કર્યો હોય તોપણ તે પાળવો જોઇએ. વચન આપીને ફરી જવું એ સારાં માણસોનું લક્ષણ નથી. છટ્ ! છટ્ ! અબદુલ ! ત્હારી ગફલતીમાં આ લોકોએ ત્હને કેવો શરમ ભરેલી રીતે છેતર્યો છે !—હું તો ધારતો હતો કે મ્હારે ગૃહસ્થો અને સત્યવાદી પુરૂષોની સાથે સંબંધ થયો

હતો. અરે ! મ્હારી કેવી મ્હોટી ભુલ થઈ ગઇ છે !" (ભયંકર અવાજથી બોલવા માંડે છે)—"હજી એકવાર, અને છેલ્લીજ વખત, ખંભાતના નવાબ ! હું ત્હને પુછુંછું કે ત્હારો મ્હને આપેલો શહેનશાહી કોલ તું તોડીશ. ?"

બહાદુરશાહ (સત્તાના દમામથી)—"ત્હારાં હથિયાર એકદમ છોડીદો"

અબદુલ—"શું ત્યારે ત્હમે મ્હારૂં યોગ્ય રીતે મેળવેલું ઈનામ મ્હને નહિ મળવા દો ? મ્હેં અબદુલને ત્હમારી સત્તામાં સોંપ્યો એ બધું શું નકામુંજ ગયું ?"

બહાદુરશાહ—"મ્હેં જે ગુલબદન પરણાવવાનું વચન આપેલું હતું તે શૂરવીર ફાઝિલખાનને આપ્યું હતું. હું ખૂની અબદુલની સાથે કોઇ પણ પ્રકારના કરારમાં ઉતર્યોજ નથી. ફાઝિલ આવીને મ્હારી ભત્રીજીની માગણી કરે, તો હું ત્હેને આપવાને તૈયારછું. પરન્તુ ખૂની અબદુલનો ત્હેના ઉપર કાંઇજ દાવો નથી. હું ફરીથી કહુંછું કે, તું ત્હારાં હથિયાર મૂકી દે અને તાબે થા."

અબદુલ (મ્હોટે સ્વરે હસીને)—"'ખૂની અબદુલ !' એમ તું કહે છે ! હા ! હા ! ત્હમારું કામ તો ત્હમે કરો, પછી બીજાનાં કામમાં ડહાપણ ડ્હોળવા જાઓ; ત્હમે ત્હમારું વચન પાળો અને મ્હારાં કામ બાબત જરા પણ ફિકર રાખતા નહિ, કારણ જે ખૂન મ્હેં કર્યાં છે તે મ્હારાં કામ છે અને ખાત્રી રાખજો કે કયામતને દિવસ ત્હેના બચાવમાં કહેવાના બે શબ્દો મ્હને પણ મળી આવશે."

સાહિબખાન. (નવાબને)—"કેટલી ભયંકર ઈશ્વર નિન્દા !"

અબદુલ.—"ઓહો ! મ્હારા ભલા, પવિત્ર મુલાં સાહેબ ! જરાક મ્હારે માટે નવાબ સાહેબને વિનંતી કરો; ત્હમે મ્હને સારી પેઠે ઓળખોછો. હું ત્હમારી સાથે એકવચની ગૃહસ્થ તરીકે વર્ત્યોછું, એ વાત ત્હમેતો જાણોજ છે અને ત્હમારાથી ના પાડી શકાય તેમ નથી. એટલા માટે મહેરબાની કરી જરા એકાદ બે શબ્દો પણ મ્હારી તરફેણમાં કહેવાની કૃપા કરો."

સાહિબખાન. (ગુસ્સો અને દમામથી)—"હરામજાદા ! મ્હારી સાથે વાત કરવાની પણ કેમ હિમ્મત ધરી શકે છે ! મ્હારે ત્હારી સાથે શું કામ પડ્યું હોય ? મહાન્ નવાબ સાહેબ ! હવે વધારે વાર કરવાની

કાંઇજ જરૂર નથી; પ્હેરેગીરોને એકદમ અંદર બોલાવો."

અબ્દુલ—"શું ! મ્હારે માટે એક પણ આશાદ્વાર હવે ખુલ્લું નથી ! આ દુઃખી અબ્દુલ ઉપર કોઇને પણ દયા આવતી નથી ? શું ! કોઇ નહિ ? કોઇજ દયા લાવતું નથી ?" (જરા અટકીને)—"ચુપચુપ ! સઘળા ! એટલુંજ હવે બસ છે. હવે મ્હારું નશીબ નક્કી થઈ ગયું. જાઓ, ત્હમારા પ્હેરેગીરોને અંદર બોલાવો."

ગુલબદન. (હૃદયાર્ત્તિની અસહ્ય વેદનાભરેલી એક ચીસ પાડીને, આગળ ધશી જઇ, નવાબને પગે પડતાં)—"ઓ ખુદા !–કાકા સાહેબ ! માફી—માફી ! એને માફ કરો—અબ્દુલનો ગુન્હો માફ કરો."

અબ્દુલ (આનન્દમાં આવી જઇ)—"શું તુંજ મ્હારે માટે માફી માગે છે ? ઓહો ! ત્યારે તો અબ્દુલની છેલ્લી ઘડીઓમાં એક ફિરસ્તો ત્હેને માટે માફી માગે છે !"

ગુલબદન. (નવાબને ધુંટણે વળગીને)—"ઓ મ્હારા પિતા ! મ્હારા ગુરુ ! પુજ્ય કાકા સાહેબ ! એના દોષ માફ કરો, એ પાપી છે; પરન્તુ એનાં પાપની શિક્ષા પરવરદિગારને જ સોંપો. તે પાપી છે–ગુન્હેગાર છે, પરન્તુ અરે ! હજી પણ–ગુલબદન ત્હેને ચ્હાય છે."

બહાદુરશાહ. (ગુસ્સાથી ત્હેને આધી ખશેડી મૂકીને)—"ચાલ દૂર થા, કમનશીબ છોકરી ! તું લવે છે; ત્હને અત્યારે ત્હારા શરીરનું ભાન નથી. આ શું બોલ બોલ કરે છે ? જા દૂર થા !"

અબ્દુલ હાથની અદબવાળી આ સર્વ થતું હતું તે જોઇજ રહ્યો; અને આવા સ્નેહાર્દ્ર હૃદયનું દુઃખ જોતાં ત્હેની સમક્ષ આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. પોતાની પાસેથી નવાબને જતો જોઇ ગુલબદને ત્હેનો હાથ પકડીને ત્હેના ઉપર એક બે પ્રેમાળ ચુંબન લીધાં, અને તે બોલી,

—"ત્હમને જો ત્હેના ઉપર દયા ન આવતી હોય તો મ્હારા ઉપર પણ ન લાવશો. અબ્દુલને જે શિક્ષા કરશો તે મ્હારે પણ સહન કરવીજ પડશે; અબ્દુલને માટે જે હું આપને અર્ઝ ગુજારૂં છું તે મ્હારી જીંદગી માટે પણ છે. કાકાસાહેબ ! મ્હારા પિદર કરતાં પણ વધારે પ્રિય કાકાસાહેબ ! મ્હારી આટલી વિનંતી તુચ્છકારતા નહિ; એને માફી આપો !"

બહાદુરશાહ (સરોષ અને નિશ્ચિત મુખાકૃતિથી)—"અબ્દુલનું

ઓતજ ત્હેણે કરેલા મ્હોટા ગુન્હાઓનો કાંઇક બદલો વાળી શકે તેમ છે; ત્હેને તો મરવુંજ પડશે."

અબદુલ.—"તમે આ નિરપરાધી—નિર્દોષ બાલિકાને પગ પાસે જખમી લોહીલુહાણ પડેલી ત્હમારી ક્રૂર આંખોથી જોઇ શકો છો ? ખંભાતીઓ હવે ત્હમારો ત્હેનાઉપર કોઇપણ પ્રકારનો હક નથી. બહાદુરશાહ ! તું આવી સ્વર્ગીય બાલાની આવી હૃદયાર્દ્ર વિનંતીની અવગણના કરી શકે છે? જા જંગલી ! તેં ત્હેને ખરા પ્રેમથી કોઇપણ દિવસ ચ્હાહ્યજ નથી. ત્હેની હૃદયમૂર્તિની વિસ્તીર્ણતાના પ્રમાણમાં ત્હારૂં પ્રેમપાત્ર નજીવુંજ છે, જા, હવે આજથી ત્હેના ઉપરથી ત્હારો દાવો ઉઠી ગયો છે. તે હવે મ્હારીજ છે ખૂની અબદુલનીજ છે."

ત્હેણે ગુલબદનનું અર્દ્ધમૂર્છિત શરીર જમીન ઉપરથી ઉપાડયું અને તે બોલ્યો, "ગુલબદન હવે તું મ્હારીજ છે; અને આપણને મૃત્યુ શિવાય હવે બીજું કોઇ જૂદાં પાડી શકે તેમ છેજ નહિ. મ્હારે જેટલો અને જેવો પ્રેમ જોઇએ તેટલો અને ત્હેવો તું આપી શકે તેમ છે; હવે ગમે તે થાઓ પણ મ્હને ત્હેની કાંઇજ દરકાર નથી. હવે હું કિસ્મતની પણ સામો થવાને તૈયારછું હવે ત્યારે ચાલો કામે !"

ત્હેણે ગુલબદનના પરવાળાં જેવા મૃદુ કુસુમિત હોઠ ઉપર એક ચુંબન લીધું અને પછી ત્હેને બદુરાના ખોળામાં સુવાડી; પછી તે દિવાનખાનાની વચમાં જઇને ઉભો રહ્યો અને એ પરવાઇથી ત્હેણે નીચે પ્રમાણે એકઠાં થયેલાં સ્ત્રી પુરુષોને કહ્યું:—

"ખંભાતીઓ ! ત્હમે મ્હને જલાદની તલવારને સ્વાધીન કરવા તૈયાર થયાછો; તેથી હવે મ્હારે માટે કોઇ પણ રીતની માફીની આશા નથી. એતો જાણે ઠીક, ત્હમારી મરજી ચ્હાય તે કરો; પણ સાહેબો ! ત્હમે મ્હારા ઉપર ઇન્સાફ ચુકાવવા બેસો ત્હેના પ્હેલાં હું ત્હમારામાંના કેટલાક ઉપર ઠરાવ કરવાની રજા લેઇ લઉંછું. હવે સાંભળો; ત્હમે મ્હને દયાલસિંહ—ખ્વાઝાખાન—તથા માણેકચંદના ખૂની તરીકે જુવોછો; તે વાતની મ્હારી ના નથી. પણ મ્હને પૈસા આપીને તે ખૂન જે મહાત્માઓએ કરાવ્યાં ત્હેમનાં નામ ત્હમારે જાણવાં છે?"

આટલું બોલી ત્હેણે બે આંગળીઓથી નીચલા હોઠ દાબી એક તીવ્ર સીસોટી વગાડી, અને તરતજ બારણાં ઉઘાડી નાંખવામાં આવ્યાં, ઉ-

થિયાર બંને સિપાઇઓ અંદર ધસી આવ્યા અને આ શું થાય છે એ-હું વિચારવાને પણ વખત મળે તે પહેલાં સઘળા મુખ્ય મુખ્ય કાવતરાં ખોરોને કેદ કરવામાં આવ્યા.

" એમના ઉપર સખ્ત જાપતો રાખજો ! " અબદુલે પ્હેરગિરોને મેઘગર્જન જેવો ઘાંટો પાડી કહ્યું; " તમને તમારો હુકમ મળેલો છે. ખંભાતીઓ ! આ બદમાશો તરફ જુઓ; તમારા ત્રણે મુખ્ય અમલદારોનાં ખૂનનું કારણ તેજ છે. હું આ બધાને—એક—બે—ત્રણ—ચાર—અને પાંચમા આપણા માનવન્તા, મુલ્લાસાહેબના ઉપર તે ખૂનનો આરોપ મૂકું છું."

કાવતરાંખોરો ચુપ ચુપ અને ગભરાયલા ઉભાજ રહ્યા; દરેકના મ્હોં ઉપરથી ત્હેમના ઉપર મૂકાયલો આરોપ ખરો છે એમ ખરેખરૂં જણાઇ આવતું હતું; અને તેઓમાંનો કોઇ પણ અબદુલે કહેલી વાત ખોટી છે એમ કહેવાની હિમ્મત ધરી શકતો ન્હોતો.

" આ બધું વળી શું છે ? " પુરુષો અને સ્ત્રીઓ માંહોમાંહે ઘણાજ આશ્ચર્ય અને ગભરાટમાં એક બીજાની સાથે પુછપરછ કર્યા કરતાં હતાં.

"આ બધું એક શરમ ભરેલી લુચ્ચાઇ છે," અંતે મુલ્લાં સાહિબખાને બોલવાની હિમ્મત ધરી; "આ સેતાને જોયું કે હવે મ્હારે બચવાનો એકે આરો નથી અને શિક્ષા સહન કરવીજ પડશે. એટલે માત્ર વૈરબુદ્ધિથી અમને પણ ત્હેની સાથે પોતાના વિનાશમાં ખેંચતા જવાની નીચ લુચ્ચાઇ છે."

રહીમખાન (જાગૃત થઇને)—"તે પોતાની જીંદગીમાં આગળના સઘળા ખૂનીઓ કરતાં આગળ વધ્યો હતો અને હવે જાણ્યું કે મોત આવી પ્હોંચ્યું એટલે ત્હેમના કરતાં પણ નીચતા, અધમતા, અને દુષ્ટતામાં આગળ વધવા પ્રયત્ન કરે છે."

અબદુલ (ન્યાયાધીશના ગંભીર ભભકાથી)—"ચૂપ રૂહો ! હું ત્હમારું સઘળું કાવતરૂં જાણુંછું, ત્હમારું દુષ્મનો દૂર કરવાના ત્હેમનાં નામનું પત્રક પણ મ્હે વાંચ્યુ છે, અને હું અત્યારે ત્હમને આ પ્રમાણે કહુંછું તેજ વખત પણ સુલેહના અમલદારો, મ્હારા હુકમથી, આજ રાતેજ ખંભાતને ઉંધુ વાળવાનો ઇરાદો રાખનાર પોતાની પાસે સફેત ફુલ રાખનારા ગૃહસ્થોને પકડવામાં રોકાયલા છે. માટે ચૂપ રૂહો ! કારણકે અ-

આવ હવે વધારે વાર ચાલી શકવાનો નથી."

બહાદુરશાહ, (આશ્ચર્ય પામીને)—"અબદુલ ! આ બધાનો અર્થ શું છે ?"

અબદુલ.—"કાંઇ નહિ, મ્હારા કદરદાન નવાબ સાહેબ ! ફક્ત અબદુલે ખંભાતના રાજ્યબંધારણ તથા નવાબની જીંદગીની સામે થયેલું એક છુપું કાવતરૂં શોધી કહાડયું છે અને ત્હેનો નાશ કર્યો છે ! એમાંતો કાંઇજ નહિ; પરન્તુ જ્યારે આપ સર્વ મહાશયો મનુષ્યથી કરી શકાતી મ્હોટામાં મ્હોટી શિક્ષા અબદુલને થોડાકજ કલાકોમાં કરવાના માયાળુ વિચારમાં નિમગ્ન થયા હતા, ત્યારે ત્હેણે ત્હમને સર્વને એક ભયંકર ખૂન-મરકીમાંથી બચાવ્યા છે !"

કમાલુદ્દીન ( આરોપીઓની સામે જોઇને )—"ઉમરાવ ખંભાતીઓ ! ત્હમે આવા મ્હોટા આરોપોનો જવાબ આપતા નથી."

અબદુલ.—"તેઓ ડાહ્યા છે; કારણ કે હવે ત્હેમને કોઇ પણ પ્રકારનો બચાવ મદદ કરે તેમ નથી. ત્હેમના અનુચરોનાં હથિયારો પડાવી લઇ કયારનાએ ત્હેમને રાજ્યની તુરંગોમાં મોકલી દેવામાં આવ્યા છે; ત્યાં જશો એટલે વધારે માહેતી મળવી સ્હેજજ છે. ત્હમને હવે કદાચ સમજાયું હશે કે દિવાનખાનાનાં બારણાં આગળ અને મહેલની આસ પાસ જે ચોકી મ્હેં મૂકાવી હતી તે ખૂની અબદુલ ન છટકી જાય એટલા માટે નહિં; પરન્તુ આપણા આ વીર નરોને જાપતામાં લેવાને માટેજ."

હવે ખંભાતીઓ ! ત્હમારી વર્ત્તણુક મ્હારી વર્ત્તણુક સાથે સરખાવી જુવો; મ્હારી જીંદગીના જોખમે મ્હેં રાજ્યને વિનાશમાંથી બચાવ્યું છે. ખૂનીનો વેશ ધારણ કરી, જે નિર્દય લૂંટારાઓની કટારોએ આખા ખંભાતને ઉજડ કરી નાંખ્યું હતું ત્હેમના મકાનમાં પણ પ્રવેશ કરવાની મ્હેં હિમ્મત ધરી; ત્હમારે માટે મ્હેં તડકો, ટાઢ તથા વરસાદ સહન કર્યાં અને ત્હમે જ્યારે ઉંઘતા હતા ત્યારે જાગૃત રહિને મ્હેં ત્હમારૂં રક્ષણ કર્યું છે. ખંભાતનું રાજ્ય બંધારણ તથા ત્હમારી જીંદગીઓ મ્હારે લીધે બચ્યાં છે; અને આટલું બધું કર્યા છતાં પણ મ્હારી નોકરી ઇનામને યોગ્ય નહિ ગણાય?—આટલું બધું મ્હેં દીવની શાહજાદી ગુલબદન માટેજ કર્યું છે, તે છતાં ત્હમે આપેલું વચન તોડી એ ઇનામ ખાળી રાખશો! મ્હેં ત્હમને મૃત્યુમાંથી બચાવ્યા છે, ત્હમારી સુન્દરીઓની આબરૂનું સંરક્ષ-

ધ્યું કર્યું છે, અને ત્હમારાં બાળકોની ગર્દન મારાઓની તલવારોથી બચાવી છે. આટલું બધું કામ કર્યા પછી પણ, ખંભાતીઓ! ત્હમે મ્હને મ્હારી વિવાહિતા ગુલબદનથી દૂર રાખશો અને મ્હને સજા કરવાનો વિચાર હજી રાખશો ?"

"જુવો ! આ ત્હમારાં નામો ! આમાં અહિં હાજર છે ત્હેમાંના કેટલા બધાનાં ખૂન થાત ? જો અબ્દુલ ત્હમારી નિદ્રાના વખતમાં જાગૃત ન રહ્યો હોતતો, ત્હમારામાંના કેટલા આવતી કાલના સૂર્યનાં દર્શન કરવા પામત ? આ નરાધમોનાં મ્હોં તરફ જરા નજર ફેરવો; ત્હેમના ચ્હેરાઓ ઉપરની દરેક લીટી ગુન્હાની કબુલત નથી કરતી ? ત્હેમના મ્હોં ઉપરથી એમ નથી લાગતું કે તેઓ ઇશ્વર અને પોતાના અંતઃકરણ બંનેની દૃષ્ટિમાં પાપી થઇ ચુકયા છે ?–તેઓમાંથી એક પણ મ્હોં જવાબ દેવાને અગર ગુન્હો ઇન્કાર કરવાને ઉઘાડે છે ? 'ના' કહેવાને તેઓ માથું પણ જરાયે હલાવી શકે છે ? અરે ! તેથી પણ વધારે, હજી પણ–આનાથીયે વધારે ત્હેમના ગુન્હાની સાબીતી આપવાને હું તૈયાર છું."

ત્હેણે તે આરોપીઓ તરફ જોયું. "સાંભળો—લક્ષ આપજો !" ત્હેણે કહ્યું, "ત્હમારામાંથી જે પ્હેલવ્હેલો અહિં આગળ આવીને પોતાનો ગુન્હો કબુલશે ત્હેને હું તદ્દન માફ કરવાને તૈયાર છું. સઘળા દુરાચારોની માફી ! અને તે બાબત, હું ખૂની અબ્દુલ, વચન આપું છું !"

તે સઘળા કાવતરાંખોર ગૂપચૂપ ઉભાજ રહ્યા. એવામાં અચાનક દોલતચંદ આગળ આવ્યો અને ધ્રૂજતો ધ્રૂજતો નવાબના પગ આગળ ઘુંટણીએ પડયો.

"ખંભાતીઓ !" તે બોલી ઉઠયો, "અબદુલે જે કહ્યું છે તે તદ્દન ખરૂંજ છે."

"એ ખોટું છે ! જૂઠું છે"—ના અવાજો તહોમતદારો તરફથી એકદમ નીકળી આવ્યા.

"ચૂપ રહો !" અબદુલે મ્હોટા અવાજથી કહ્યું, અને ત્હેની મુખાકૃતિ ઉપર જે ગુસ્સાનાં ચિહ્ન તરી આવ્યાં ત્હેમણે સાંભળનારાઓનાં મન એકાએક ધ્રુજાવી મૂકયાં: "ચૂપરહો ! હું કહું છું કે મુંગા રહો: મ્હને—અથવા ત્હમારા ભોગરૂપ થઇ પડેલા મનુષ્યોનાં ભૂતનેજ સાંભળો. હાજર આઓ, આવો !" ત્હેણે ગંભીર સ્વરની ગર્જનાઓથી મહેલ ગજાવી

મૂક્યો, "વખત થયો છે!"

ત્હેણે ફરીથી એકવાર સીસોટી વગાડી. બારણાં ઉઘડી ગયાં અને નવાબના ખોવાયલા—ગૂમ થયેલા મિત્રો—માણેકચંદ, દયાલસિંહ, અને જબ્બારખાન અંદર ધસી આવ્યા. "આપણે ઠગાયા !" રહીમખાન બોલી ઉઠ્યો, અને ત્હેણે કમ્મરમાં છુપાવી રાખેલું એક ખંજર ખુલ્લું કરી પોતાના પેટમાં છેક હાથાસુધી ખોશી દીધું. અને હવે જે આનન્દ અને હર્ષમય દેખાવ દૃષ્ટિ પ્રદેશમાં ઉત્પન્ન થયો ત્હેનું કોણ વર્ણન કરી શકશે ! જેમને હવે આ દુનિયાંમાંતો કદી પણ મળવાનું નથી અને જે હમ્મેશાંને માટે ગૂમજ થયા છે એમ બહાદુરશાહ જાણતો હતો, તે મિત્રોને જ્યારે તે ભેટી પડ્યો ત્યારે ત્હેની દહાડીના સફેતવાળ ઉપર થઇને હર્ષાશ્રુના વ્હેળા વેગથી દોડવા લાગ્યા ; પોતાનો સરદાર, મિત્ર, અને ભાઇરૂપે ગણેલા નવાબને ભેટી પડતા ત્હેને આટલો બધો ગળગળો થઇ ગયેલો જોઇ આ ત્રિપુટીની આંખો તથા ગાલ પણ ભીંજાયા વિના રહ્યા નહિ. જે મિત્રોને બેહસ્ત શિવાય બીજી કોઇ પણ જગોએ મળવાનું બહાદુરશાહને સ્વપ્ન સરખુંયે રહ્યું ન્હોતું ત્હેમને ફરીથી અહિંજ મળી શકાયાથી તે ઘુંટણીએ પડી આર્દ્ર હૃદયથી સર્વ શક્તિમાન અને દીનબન્ધુ પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. આ ચાર મિત્રો, જેઓ પોતાની જીંદગીનું યૌવન મુકુલ ખીલવાની વખતેથીજ એક બીજાથી જૂદા ન પડતાં હમ્મેશાં સાથેજ મહાકાર્યો આરંભતા હતા; અને જેઓ પ્રૌઢાવસ્થાના મધ્યાહ્નનમાં પણ સહૃદયી બન્ધુઓથી વિખૂટા ન થતાં પરાક્રમોનાં રણક્ષેત્રોમાં સાથેજ ઝૂઝતા હતા; તેઓ હાલ ત્હેમની વૃદ્ધાવસ્થામાં જૂદા પડી જઇ પાછા એકત્ર થયા, તે ઘટિકાનું અવર્ણનીય અંતર્ગત સુખ સર્વદા અનુભવજ સમજાવી શકશે. આસપાસ એકઠા થયેલા ખંભાતના સજ્જનો તથા સન્નારીઓ પણ અહિં આનન્દ સરિતાના આવેલા પૂરમાં, કોઇ પ્રકારનો વિચાર પણ નહીં કરતાં, નિરાંતે તણાયે જતાં હતાં, અને આ ત્રણે ફરીથી હસ્તગત થયેલાં નરરત્નોના સંબંધીઓ તથા મિત્રમંડળો ત્હેમને ખુશબખ્તી આપવા લાગ્યાં. આ પળના આનન્દઓઘમાં બહાદુરશાહ અને મિત્રો શિવાય બીજું કાંઇ જ લક્ષમાં રહ્યું નહિ; અને ગુન્હેગારોને મહેલમાંથી લઇ જવામાં આવ્યા તથા આત્મઘાતી રહીમખાનનું મડદું ત્યાંથી ઉપાડી લઇ જવામાં આવ્યું, ત્હેની કોઇને ખબર પણ પડી નહિ. અને ગુલબદન

પોતાના ખુબસુરત પ્રેમીના ખભાઉપર માથું નાંખી ડુસકે ડુસકાં ભરી રોતે રોતે હજારોવાર બોલતી હતી–'ત્યારે તો અબ્દુલ, ખુની નથીજ !' –તે પણ બહુરા શિવાય કોઇની દૃષ્ટિએ પડયું ન્હોતું. આખરે તેઓ સર્વે શાન્ત થવા લાગ્યા–સહુએ આસપાસ જોવા માંડયું–અને દરેકના મ્હોંમાંથી "ખંભાતના સંરક્ષકનો જય થાઓ !"–એ શબ્દો આકસ્મિકજ નીકળી પડયા અને ત્હેમણે અબ્દુલની પ્રસંશાના વિજયધ્વનિથી આખો મહેલ ગજાવી મુકયો; તથા અબ્દુલનું નામ પણ દરેક હૃદયની ઈશ્વર યાચનામાં ભેળાવા લાગ્યું.

જે અબ્દુલને ફક્ત કલાકેકજ ઉપર આખી સભાએ–આખા મંડળે સર્વાનુમતે જલાદની તલવારને સ્વાધીન કરવાનું નક્કી કર્યું હતું, તેજ અબ્દુલ હાલ ઉત્તમોત્તમ પ્રકારની પ્રસંશાનું પાત્ર ત્હેની આસપાસ ઉભેલા નાગરિકો તથા બાનુઓને થઇ પડયો હતો; હવે, ખંભાતના જે મહાન પુરુષોની જીંદગીઓ ત્હેણે બચાવી હતી અને જે નવાબના ઉપર ત્હેણે આટલો બધો ઉપકાર કર્યો હતો તે સર્વના કરતાં વધારે વંદનીય મણુષ્ય, દેવતાઇ ફિરસ્તાની પેઠે શાન્ત ઉભો હતો; અને, પોતાની પ્રીતી મૂર્તિ તરફજ વહી રહેલી ત્હેની દૃષ્ટિ ધારાજ ફક્ત બતાવી શકતી હતી કે, ત્હેણે મનુષ્યજાતિમાં રહી માનવોને માનનીય બનાવ્યા છે; ત્હેની દૃષ્ટિ જે બાલાને માટે ત્હેણે આટલું બધું સહન કર્યું હતું ત્હેનીજ ઉપર મ્હોરેલી હતી.

બહાદુરશાહે ત્હેની તરફ ફરી પોતાનો હાથ લંબાવી કહ્યું, " અબ્દુલ ! "

મારું નામ અબ્દુલ નથી," ત્હેણે હસતે મ્હોંયે, નવાબના હાથ ઉપર નમ્રતાપૂર્વક ચુંબન કરી, જવાબ આપ્યો; "તેમજ હું અહમદનગરનો ફ્રાઝિલ પણ નથી. હું સુરતનો એક અમીરછું અને મ્હારું નામ પરવીઝ છે. મ્હારા કટા દુષ્મન સરદાર ખિજરખાનનું મૃત્યુ હવે મ્હારી જાત છુપી રહેવા દેવાનું નથી."

"ખિજરખાન !" બહાદુરશાહ ચિન્તાતુર ચ્હેરાથી બોલી ઉઠયો.

"બ્હીશો નહિ." અમીર પરવીઝે કહ્યું, "એ ખરૂં છે કે ખિજરખાન મ્હારા હાથથીજ મૃત્યુ પામ્યો છે, પરન્તુ તે ન્યાયપૂર્વક દંદ્વ યુદ્ધમાંજ પડયો હતો. ત્હેની સમશેરને લાગેલું લોહી મ્હારા શરીરમાંથીજ વહેલું

હતું અને અંત કાળ વખતે ત્હેની મનોવૃત્તિઓએ ત્હેની બુદ્ધિ સુધારી દીધી હતી, મ્હારા નામ ઉપર જે જે ખોટા આરોપો દુશ્મનાઇથી મૂકી ત્હેને ત્હેણે કાળો ડાઘ લગાડેલો હતો તે બાબતના પોતાના વાંકની સંપૂર્ણ કબુલત ત્હેણે મ્હને લખી આપી હતી અને મ્હારી ખરેખરી નિર્દોષતા ત્હેણે ખુલ્લી કરી હતી; ત્હેણે વળી મ્હારૂં દૂષિત થયેલું નામ પાછું શી રીતે નિર્મળ થાય તથા મ્હારી સરકારે લીધેલી જાગીરો મ્હને કેવી રીતે પાછી મળી શકશે. તે પણ બતાવ્યું હતું. હાલ તે તે સાધનો ક્યારનાંયે અમલમાં મૂકી દેવામાં આવ્યાં છે અને ખિજરખાને મ્હને કેવી રીતે દેશ નિકાલ કરાવ્યો તથા મ્હારા નાશને માટે કેવા કેવા પ્રકારની યુકિતઓ ગોઠવી હતી, જેને લીધે મ્હારે મ્હારું નામ મૂકી દઈ હમ્મેશાં છુપાવેશમાંજ ફરવું પડતું હતું, તે તે સર્વ અત્યારે આખું સુરત ક્યારનુંયે જાણે છે. કેટલોક વખત આમતેમ આથડ્યા પછી હું ખંભાતમાં આવ્યો, મ્હારો દેખાવ એટલો બધો તો બદલાઇ ગયેલો હતો કે હવે મ્હને પકડવાની અગર જણાઇ જવાની તો ધાસ્તી ન્હોતી; પરન્તુ, ખરેખર આ તમારા ખંભાતના રસ્તાઓમાં ભૂખે મરી જવાની તો બ્હીક હતીજ. એવા વખતમાં મ્હને જેમનાથી આખું ખંભાત ત્રાસી ગયુ હતું તે લૂંટારાઓનો મેળાપ થયો. ત્હેમનો પગ ખંભાતમાંથી કૂહાડવાને અને કાંઇક ત્હેમની કટારોને ઉપયોગમાં રાખતા અમીરી હરામખોરો વિષે બધું જાણવાને, હું ત્હેમના મંડળમાં ભળ્યો. અહિં હું ફત્તેહ પામ્યો. મ્હેં ત્હેમના સરદારને ગુલબદનના દેખતાંજ ઠાર કર્યો અને બાકીનાઓને ન્યાયને સ્વાધીન કર્યા. હવે ખંભાતમાં હું એકજ ખૂની રહ્યો. દરેક હરામખોરને પોતાનું કામકરવા મ્હારી મદદલેવી પડતી. હાલ તમે જાણોછો તેતે સઘળી કાવતરાંખોરોની ખટપટો મ્હારા જાણવામાં આવી. મ્હારા જાણવામાં આવ્યું કે નવાબસાહેબના ત્રણે સલાહકારોનાં ખૂન કરાવવાનું તેઓએ નક્કી કર્યુંછે; અને ત્હેમનો સંપૂર્ણ રીતે મ્હારા ઉપર વિશ્વાસ બેસાડવાને એ લોકોને ખાત્રી કરી આપવાની જરૂર હતી કે તે સઘળા માણસોનાં ખૂન મ્હેં કર્યા છે. આ વિચાર મ્હેં મનમાં નક્કી કર્યો કે તરતજ ખ્વાજાખાનને જણાવ્યો. તે અને ફક્ત તેજ મ્હારા આ કામમાં મદદગાર તથા સલાહકાર હતા, ત્હેમણે મ્હારી નવાબ સાહેબને પોતાના એક બેહસતનશીન દોસ્તના પુત્ર તરીકે ભલામણ કરી. ત્હેમની સલાહ મ્હને વારંવાર ઉપયોગની થઇ પડતી હતી. ત્હેમણે મ્હને ફક્ત અ-

બહાદુરશાહ અને ત્હેમનાં ખાસ માણસોજ જઇ શકે એવી જગાઓ—ખાનગી મહેલો તથા બાગ બગિચાઓની કુચીઓ મેળવી આપી; જેથી હું ઘણીવાર પકડાયા સિવાય છટકી જઇ શકતો; અને ત્હેમણે મ્હને રાજ્ય મહેલના કેટલાક ગુપ્ત માર્ગો પણ બતાવ્યા, જે રસ્તે થઇને ખુદ નવાબ સાહેબના ખાનગી ઓરડામાં પણ હું જઇ શકતો. જ્યારે ત્હેમને છુપા રહેવાની વખત આવી ત્યારે ત્હેમણે પોતે તો તેમ કરવાનું ઘણીજ ખુશીની સાથે કબુલ કર્યું એટલુંજ નહિ પરન્તુ ફરીથી બ્હાર આવવાનો ભાગ્યશાળી દિવસ આવે ત્યાં સુધી માણેકચંદભાઇ તથા દયાલસિંહજીને પણ ત્હેમણે સમજાવી છુપા રાખ્યા. તે લૂંટારા હવે ખંભાતને તસ્દી આપે તેમ નથી; તે દગલબાજ કાવતરાંખોરો કેદમાં છે; અને મ્હારી સઘળી મુરાદો હવે હાંસલ થઇ છે: માટે હવે, ખંભાતીઓ! જો તમને યોગ્ય લાગતું હોયતો—હજી ખૂની અબદુલ તમારી સમક્ષજ ઉભો છે,—ત્હેને જલ્લાદને સ્વાધીન કરી દ્યો; હવે ત્હેની ના નથી."

"જલ્લાદને સ્વાધીન?" નવાબ, અમીરો તથા અમલદારો સઘળા સાથેજ બોલી ઉઠયા; અને દરેક મનુષ્ય તેનાં ઉપર સૂચિત અદ્‌ભુત પરાક્રમો વર્ણન રસમાં લુબ્ધ થઇ ગયું.

"ખરેખર અબદુલ!" આખરે આંખોમાંથી હર્ષનાં આંસુ લોહી નાંખતાં નવાબ બોલ્યો "ત્હારા જેવો ખૂની વધાવી હું મ્હારૂં તાજ પણ બરબાદ કરવા તૈયાર છું. ત્હેં એક વખત મને કહ્યું હતું કે, 'નવાબ! હું અને તું,—આપણે બે ખંભાતમાં મ્હોટામાં મ્હોટા માણસો છીએ; પણ ખરે નવાબ કરતાં ખૂની કેટલો બધો વધારે મ્હોટો છું! ગુલબદન રૂપી રત્ન કરતાં મ્હારી પાસે બીજું કાંઇજ વધારે નથી; ગુલબદન મ્હને શહેનશાહી તાજના કરતાં પણ વધારે પ્રિય છે; તે ગુલબદન ત્હારીજ છે"

"અબદુલ!" ગુલબદન બોલી અને ત્હેણે પોતાનો હાથ તે ખુબસુરત ખૂની તરફ લંબાવ્યો.

"ફતેહ!" તે બોલ્યો, "ગુલબદન ખરેખર 'ખૂનીની દિલદાર' જ થઇ છે;" અને ત્હેણે તે વિકસિત પૂર્ણ બાલિકાને આખા ખંભાતની સમક્ષ છાતી સરશી દાબી.

---

# પ્રકરણ ૭ મું.

## છેવટ.

હવે આપણા વૃદ્ધ ભલા નવાબ તથા ત્હેની મનોહર બત્રીજીની પાસે બેસાડી અમીર પરવીઝની પાસે વાતો કુલેવડાવીએ તો ત્હેમાં કાંઇ ખોટું ગણાશે નહિ. ખિજરખાનના વૈરનું કારણ, અમીનાના મૃત્યુનું બયાન, પોતાના ઉપર મૂકવામાં આવેલા આરોપોની હકીકત, તથા દુશ્મનોએ પોતાની પાછળ મોકલેલા મારાઓની તલવારોમાંથી ઉગરી જવાનું વર્ણન; તે ઠેકાણે ઠેકાણે કેવી રીતે ભટકતો હતો તે, અને પોતાના પ્રવાસમાં મધ્ય હિન્દુસ્થાનની એક ભટકતી નટ લોકોની ટોળી પાસેથી, પરવીઝનું નામ હમ્મેશાં છુપાવી કોઇ ઘણોજ બુદ્ધિશાળી માણસ પણ ઓળખી શકે નહિ એવી રીતે વેશ બદલી શકવાની શીખી લીધેલી કળા તથા ધારણ કરેલું 'અબ્દુલ' નામ કેવી કેવી રીતે ત્હેને લાભકારક થઇ પડયું તે; પછી તે કેવી રીતે પાછો ગુજરાત આવી પ્હોંચ્યો અને ખ્વાજાખાનને મળી ફત્તેહ મેળવવાની યુક્તિઓ ગોઠવી તે; ખ્વાજાખાનની મારફત સુરતમાં તપાસ કરતાં માલમ પડયું કે લોકો ત્હેને વહાણ ભાગવાથી ડુબી ગયેલો ધારતા હતા અને તેથી હવે ખિજરખાન વગેરે ત્હેના દુશ્મનો તથા સુરતનું રાજ્યમંડળ હવે ત્હેને તદ્દન ભૂલીજ ગયું હોવું જોઇએ એવા વિચારથી ફક્ત સ્હેજજ ફેરફાર સાથે ત્હેણે પાછું પોતાનું ખરૂં સ્વરૂપ ખંભાતમાં ધારણ કર્યું તે; ખિજરખાનના અચાનક આવવાથી ત્હેને સંતાવું પડયું હતું અને પછી ત્હેને એકલો મળતાં ત્હેણે કરેલાં અઘાગ નુકશાનોને માટે ત્હેની પાસે દ્વંદ્વ યુદ્ધની માગણી કરેલી, તથા જોકે પોતે પણ જખમી થયેલો છતાં તે યુદ્ધનું પરિણામ પોતાના લાભમાં આવ્યું તે; ખિજરખાનના મૃત્યુનો નવાબને ખ્હીવરાવવાનો, અને અબદુલને પકડવાના વચનનો તથા રૂસ્તુદીનની ખટપટનો ગુલબદન મેળવવાને કેવી રીતે ત્હેણે લાભ લઇ લીધો તે; રખેને ગુલબદન સાહસિક પ્રેમિકના બાહ્ય દેખાવથીજ ત્હેના ઉપર મોહિત થઇ જઇ ખૂની અબદુલ તરીકે ત્હેનો અસ્વીકાર કરે એ ત્હેને ધાસ્તી હતી તે; ખૂનીના નામથી ત્હેના પ્રેમની સંપૂર્ણ પરીક્ષા કરવી અને ત્હેના હૃદયની પ્રેમવેદી ઉપર કેટલું અર્પણ કરવાની હિમ્મત છે તે જોવી, એવા નિશ્ચયો કરેલા તે; અને જો આ પરીક્ષામાં તે નિષ્ફળ થઇ હોતતો તે પ્રિય-

ક મનની આશાને હમ્મેશાંને માટે ત્યાગજ કરવો એ પણ નિશ્ચય કરેલો તે; તથા બીજા ઘણાએ કેમ, કેવી રીતે અને શાથી, જેમનું વર્ણન અહિં નહિ થઇ શકવાથી મ્હારી વાર્તાનો અપૂર્ણ રહેશે, પરન્તુ જેમનો સમાવેશ મ્હારી " અમીર પરવીઝ " નામની નવલકથામાં કરવાનો છું, તે સર્વની પુછપરછ—વર્ણન-તથા વાતો કર્યામાં આખી રાત્રિ વહી ગઇ, તે બધા વિષે અહિં લખાણ કરવા જેટલી જગો હવે રહી નથી, માટે વાચકો ક્ષમા કરશે એવી આશા રાખું છું પરન્તું હું 'અમીર પરવીઝ' ની વાર્તા લખવા માંડું તે પહેલાં બે સવાલનો મ્હારે પુછવાજ પડશે.—

પ્હેલો.—'મ્હેં જે રીતે આ વાર્તા લખી છે તે રીત ત્હેમને પસંદ પડે છે ?"

બીજો.—"અને જો વાચકોને તે રીતતો પસંદ પડીજ હોય, તો ત્હેવી વાર્તાઓના કથન કરતાં મ્હારો વખત બીજી કાંઇ વસ્તુમાં વધારે સારી રીતે ગાળી શકું ?"

મ્હને જ્યારે આ સવાલોના જવાબ મળશે ત્યારે ઘણું કરીને હું-મ્હારી કલમ પાછી હાથમાં લઇશ. ત્યા સુધી તો ત્યારે ગૃહસ્થો અને બાનુઓ ! સલામાલેકુમ ! દિવસનાં જાગૃત સ્વપ્નાં પણ રાત્રિએ ખુશકારક પ્રકાશ રેલી, ત્હમારાં હૃદય જીવનોને આનન્દમય કરી નાંખો !

